### શ્રી નવલ

# શ્રી ગીત માળા




સંપાદક

નિ [illegible] ત્રિવેદી

### શ્રી નવલ

# શ્રી ગીત માળા.



પદ.

"ઘડી ઘડી ઘટ ઘટ પ્રકટી નિરંતર,
ઘટ ઘટ જાણે નારાયણી;
કીડી કુંજરને કણ મણ આપતી,
આરાસુરી પારાયણી!!"

[ગીત ૨૮ મું.]

લેખક,
ત્રિવેદી રણછોડલાલ મહાસુખરામ કવિ.
રાયપુર, પખાલીની પોળ, ભગતાવાડ;
અમદાવાદ.

પ્રકાશક.
શ્રી ભગવતીના દાસાનુદાસ.
અમદાવાદ.

કિંમત અમૂલ્ય.

આવૃત્તિ પહેલી. પ્રત ૨૦૦૦

સંવત ૧૯૮૧ આશ્વિન શુક્લ પ્રતિપદા. સને ૧૯૨૫

પદ.

"ઘટ ઘટ વ્યાપી ઘટ ઘટ માંપે,
ઘાટ ઘડે ઘટ સારૂ;
ઘટ ઘટ રહીને ઘટીત કરતી,
કોઈ નથી વેરી કે પ્યારૂં રે."

[ ગીત ૨૦ મું. ]



અમદાવાદ—પાંચકુવા,
શ્રી હરિહર પ્રિ. વર્ક્સમાં—મા. [illegible] છાપ્યું.

# પ્રસ્તાવના.

### પદ.

કરવાનું જીવ તું કરજે—નારાયણી૦
પરભવનું ભાતું તું ભરજે—પારાયણી૦

કરવાનું હોય તે સત્વર કરી લે કરશું કાલે વાત કાચી,
વિચારમાં તો ઘણા વવાણા કોની આશા રહી સાચી—૧
કઠણ કાળની ફાળ છે કારમી ખબર નહીં દે આગે,
દૈવ તણે દીલ દયા નથી શું સુતાં તને સારૂ લાગે—૨
પરવારીને કો નથી પરવરીઆ તૃષ્ણા કદી ન તુજ ભાગે,
સમજીને સાંભળ્યા અંબે સમરતાં ઘા તુજને શા વાગે—૩
કાચ તણી કુંપી આ કાયા જોબન પાણી પરપોટો,
જોત જોતામાં ફુટશે ફટ દઇ મેલ પછી થાશે ખોટો—૪
બંધ તીજોરીના નાણા ઉડશે ભાગ્યનો ભાગશે ગોટો,
દેશ પરદેશમાં પેઢી ચલાવી પડશે શરાફીનો ટોટો—૫
પૂર્વે જન્મના પુન્યે દીધો મનુષ્ય દેહ દીનનાથે,
ધુંમાડાના શીદ ભરે છે બાચકા મૂર્ખ આવે તું બાથે—૬
પ્રસ્તાવ રૂપે પ્રસ્તાવના આ ચેતન ચેતી જા આજે,
પાછળ પડ્યો તો પસ્તાઇશ પુરો કરી લે કામ તુ આજે—૭
ધ્યાન ધરી અંબાનું ચિતમાં દાન કરી લે હાથે,
પાપ પુન્ય રણછોડ સંગે હાથે થશે બધું સાથે—૮

| તા. ૧૬—૮—૨૫<br>શ્રાવણ વદ ૧૨<br>રવીવાર<br>સં. ૧૯૮૧. | લી.<br>કવિ રણછોડ મહાસુખરામ ત્રિવેદી<br>રાયપુર—પખાલીની પોળ,<br>બગડાવાડ—અમદાવાદ. |
|---|---|

# શ્રી ગીત માળા

## આરોપણ મંગલ વિધાન.

( કુંવર દેવકીના કહાન આજ મારા મ્હેમાન—એ રાગ. )

આનંદે અરપુ મા બહુચરી શ્રી ગીતમાળ,
સોહે સુરતા સુગંધી સુમન મનડાની માળ—૧
કંચનને ચાંદી નથી નથી મુક્તા મણી માળ,
માણેકને હીરા નથી નથી રત્ન રઢીયાળ:
ગુંથ્યા ભાવ ગુલાબ હેત મોગરાની માળ—૨
ભરી ભક્તિ નીતિ ભલી કરી કીર્તનની માળ,
ધરી કરપર કોડે ઉભો અધવચ અંતરિયાળ:
વન્દુ વારી બલિહારી લ્યોને ભજનની માળ—૩
જનની જઠરથી જન્મીને જોયો ન જીવન સાર,
મારૂં સારૂં ખુબ કર્યું ભર્યો કર્મ ભંડાર:
દીઠું જૂઠું જગત સાચી જડી ગીતમાળ—૪
મારૂં તે ન્યારૂં થયું, ન્યારૂં ખારૂં જાણુ,
પંચભૂતમાં પંચીયું રહ્યું એક જીવ જાણુ;
બધું ઉડી ચાલ્યું મા રહી શ્રી ગીતમાળ—૫
અંધ બની અભિમાનમાં કરી રહ્યો તોફાન,
સુખમાં મા નવ ઓળખી દુઃખમાં થયું પિછાન;
નમે કરજોડી રણછોડ સ્વિકારો ગીતમાળ—૮

તા. ૨૪–૮–૨૫
ભાદરવા સુદી ૫
(ઋષી પાંચમ)
સં. ૧૯૮૧.

હું છું તુજ કાલો ઘેલો બાલ,

રણછોડ મહાસુખરામ કવિ,

# અર્પણ પત્રિકા.

## શ્રી શ્રૃષ્ટી સંહારક સ્વામી શ્રી રૂદ્રપરમાત્મન શ્રી શંકર ભગવાનના પુનિત ચરણ કમલે!

પદ.

ભોળા શંભુ ભોળા શંભુ ભોળા શંભુ નાથ,
નમામિ શંકર ભવાની શંકર હરહર શંકર નાથ—૧
જયજય ભોળા શંભુનાથ હરહર ભોળા શંભુનાથ,
બં બં ભોળા શંભુ નાથ—ભોળા શંભુ૦
ભોળા શંભુ નાથ આવ્યો શરણે હું અનાથ,
રાખો ચરણે ઝાલી હાથ મારી નાથ તુજકર નાથ—૨
આદી મધ્ય અંત નહીં ઇશ જે અનાદી,
નથી માત તાત જન્મ મરણ જરાદી;
વિષ્નુ ને વિરંચી જેની ચહે છે પ્રસાદી,
ચહે છે પ્રસાદી પાર પામે ન વિવાદી,
જેની ઘટ ઘટ ગાદી, એવા રૂડું જગનાથ—૩
ધુણીવાળા ધુન્ય તારી મુજનેરે લાગી,
જટાળા જોગીને જોઈ ભ્રમણા રે ભાગી;
આનંદની વીણા મારા શ્રવણમાં વાગી,
શ્રવણમાં વાગી જોતા જ્ઞાન જ્યોતી જાગી:
રૂઠયા ત્રિપુરારી ત્યાગી વસ્યા દીલ વિશ્વનાથ—૪
આધિન રહે છે રીદ્ધિ સિદ્ધી શિરનામી.
નેત્તિ વદે વેદ પાર શારદા ન પામી:
અખંડ આનંદ રૂપ અચળ અકામી,
અચળ અકામી રણછોડ શિર નામી:
રણો શરણે વિરામી, દયા કરો દીન નાથ—૪

હું છું તુજ કાલો ઘેલો બાલ,

રણછોડ મહાસુખરામ કવિ.

[ ૬ ]

॥ હું ॥

પદ.

હું તે હું નથી નારાયણી—અંએ૦
વિશ્વને હું નથી પારાયણી—અંએ૦

નથી મન બુદ્ધિ અહંકાર ચિતકું નથી કાન જીભને ઘ્રાણ,
નથી વ્યોમ ભુમી નથી તેજ વાયુ,નથી હું નથી હું નથી તું પ્રમાણ—૧

નથી પાણી પાદો ન ઉપસ્થ વાયુ નથી મુખ તણી હું વાણ,
નથી પંચ કોશો નથી પંચ પ્રાણો નથી હું નથી હું નથી તું પ્રમાણ—૨

નથી દ્વેષ રાગ નથી લોભ મોહ નથી મદ માત્સર્ય જાણ,
નથી ધર્મ અર્થ નથી કામ મોક્ષ નથી હું નથી હું નથી તું પ્રમાણ—૩

નથી સુખ દુખ મંત્રને તિર્થ હું નથી વેદ યજ્ઞ પુન્યને પાપ,
ભોક્તા ભોજ્યં નથી ભોજન રૂપ નથી નથી હું નથી હું નથી તું પ્રમાણ,

નથી પિતા માતા નથી બન્ધુ મિત્ર નથી મૃત્યુ જન્મ નથી જાતિ ભેદ,
ગુરૂ નથી ને શિષ્ય નથી હું નથી હું નથી હું નથી તું પ્રમાણ—૫

નથી મુક્તિ ને બંધન નથી હું નથી રૂપ ને નથી નામ,
તન નથી હું ને ધન નથી હું નથી હું નથી હું નથી તું પ્રમાણ—૬

નિર્વિકલ્પ હું નિરાકાર છું હું આનંદ રૂપ સ્વરૂપ,
માયા કાયા જીવ સંસાર રણછોડ નથી હું નથી હું નથી તું પ્રમાણ—૭

[ ૭ ]

## ॥ પોતે ॥

---

પદ.

ડાહ્યો થઈ રણછોડ નવ સમજ્યો આરી બુદ્ધિ શેની (૨)
ચેત્યાને અવસર નવ ચેત્યો બળી ચતુરાઇ તેની—અહુચરી૦
મારા ન જાણ્યા તારા ન જાણ્યા મરી ગયો વિશ્વાસે (૨)
મિત્ર ન જાણ્યા કુમિત્ર ન જાણ્યા ડુબી ગયો પરઆશે—અહુચરી૦
લાલ કાળની બીક ન રાખે છજે ઝરૂખે મ્હાલે (૨)
લાડી વાડીમાં લપ્ટાયો ભણુ ભણુ સૌ ભાળે—અહુચરી૦
બાથ ભરે વાદળથી વસમી ક્રીડા કરી સૌ કાળે (૨)
જુવાનીના ચકડોળે ચઢીને જીવતાને પરજાળે—અહુચરી૦
ધર્મ કર્મની વાત ન ધારી ધાર્યાં અવળા ધારા (૨)
પુછે ગાછે કદી ન કોઇને આપે કરે ઉધારા—અહુચરી૦
વૃદ્ધપણામાં ગોવીંદ ગાશું કરશું કર્મો સારા (૨)
સુખ ભોગવી સન્યાસી થાશું લાખો કરે લવારા—અહુચરી૦
કાળગતિ નવ રતિ જ જાણે દુખવે ખાલી ડાચુ (૨)
ક્યમ જાણ્યું જે જરા આવતાં જમ મેલશે કાચુ—અહુચરી૦
ખાવાનું હતું ત્યાં સુધી ખાઇને સગા થયા સૌ કોરે (૨)
લુંટી કુટી નાગો કરીઓ કાઢયો ગામના ચોરે—અહુચરી૦
બા ભાઈ મામા ઉંદર મામા ફૂઆ કાકા મીઠુ રાઇ (૨)
મામી કાકી ફૂઇઆ નાઠા રંક પખી થઈ વાઇ—અહુચરી૦
છૈયા છોકર પરણી નારી ઉતારી માયા રહી (૨)
પૂર્વ જન્મના પાપ કર્મની ભવ હોળી આ સહી—અહુચરી૦

હું કોઇનો નવ કોઇ ન મારૂં આજ હાથથી ગઈ (૨)
ગરીબની મા અંબે બેસી છેલ્લી જીભપર થઇ-બહુચરી૦
વસા મિત્રના નેહ નાતામાં નબી રહ્યો હું કંઈ (૨)
કરજોડી કહું રણછોડ અંબે થવાની સૌ થઇ ગઇ-બહુચરી૦

## લાયકાત.

### ખેમટો.

ભજન પુજન નવ જાણે—રણછોડીઓ૦
હૈયાનું હોઠપર આણે—ભવાની મા૦

મંત્ર ન જાણે યંત્ર ન જાણે જંત્ર ન જાણે લગાર,
ધ્યાન આવાહન સ્તુતિ ન જાણે શાસ્ત્ર કથા ન ગમાર—૧
મુદ્રા ન જાણે માળા ન જાણે દીલના ઉભરા કાઢે બહાર,
ઝાંખી કરે મા મંદીર આવી તવ દર્શન દેદાર—૨
કુદી કુદી મા કદમ ભરે છે ડરે ન દીલમાં નાદાન,
જુવાનીમાં દીવાનો બનીને ભૂલી જાયે નિજ ભાન—૩
અંધ બની અભિમાનમાં ઘુમતો બળીઆથી બીડતો બાથ,
છોરૂ કછોરૂ થાતો તે માતા થાતી કુમાતા ન સાથ—૪
આકાશના તારાની ગણતી કરાય કદી સાગરનું નીર મપાય,
તારી દયાનો પાર ન આવે માતા તું માતા સદાય—૫
પાતકી મુજસમ કોઇ નથી મા જોતા આ જગ મોઝાર,
હસતો જાયે ને રોતો આવે મા કરમ કરે પારાવાર—૬
પાપઘ્ની તુજ સમ નથી કો માતા જોઇ કાઢયો જગસાર,
કરજોડી વંદી કહે રણછોડો મા તે મા કોઈ ન થનાર—૭

# સ્નેહાંજલી !

શ્રી ધર્મ જીજ્ઞાસુ શ્રીમાન સ્નેહી મિત્રશ્રી !

**વસા પોપટલાલ ભોગીલાલના કર કમળે ! ! !**

પદ.

મળો આ પંખીનો પોપટ,
પ્રભાતે કંઇ ઉડી જાશે;
થશે હાથે બધું સાથે,
સમજુ રણ છોડવી જાશે ! !

કરી લે માજીના દર્શન,
જપી લે પ્રેમની માળા;
વિસામો આપવા કાજે,
વસાવી છે **ધર્મશાળા** ! !

જગતમાં જન્મીને જાણે,
જીવન ધર્મે જગાવે છે;
કરીને લોકના કલ્યાણ,
જન્મ સાર્થક મનાવે છે ! !

હું છું
તમારો દીન મિત્ર
**રણછોડ મહાસુખરામ કવિ.**

# સ્નેહ દર્શન.

શ્રીમાન સ્નેહી મિત્ર શ્રી !

## ડાહ્યાભાઇ સાંકળચંદ ભક્તિ.

આપ શ્રીમાન સ્નેહી મિત્ર મને શ્રી શક્તિ માર્ગનો પ્રથમ પંથ બતાવનાર છો, આ શ્રી ગીત માળા થઇ છે તેના કારણરૂપ આપ શ્રીમાન છો: આ મંગલ પ્રસંગે આપનો આભાર માનવાની તક લઇ હું મને કૃતાર્થ માનું છું!! શ્રી ભગવતી આપનું કલ્યાણ કરો!!!

લી. સ્નેહાધીન,

રણછોડલાલ મહાસુખરામ કવિ.

॥ ૐ ॥

॥ નમશ્ચંડિકાયૈ ॥

શ્રી નવલ



# શ્રી ગીત માળા.

૧

## મંગલાચરણ.

( રાગ—તીલાનો. અક્ષર ૧૦૮ )

॥ ૐ । શ્રી ॥

સરસ્વતી રસવતી ભગવતી વન્દુ સતી.
દેજે મતી ભવ રીતી કહું કથી અથ ઇતી—સરસ્વતી૦
... ... ... ... (૨)
... ... ... ... (૨)—સરસ્વતી૦
ઘટના ઘડી ઘટમાળમાં ઘટ ઘટ રહી શક્તિ છતી.
અધ હું ભવ બધમાં નિજ કર્મથી થઇ દુરગતી:
અસાર આ સંસારમાં નથી સાર માતા કંઇ રતી.
સત્ય તુંહી તત્વ તારણ રણછોડ જ્યોતી જસવતી—સરસ્વતી૦

૨

# નૃત્ય સંગીત.



આવો આનંદે ગાવો ગજાવો ૐ ૐ ૐ,
નાચો હ્રીં હ્રીં હ્રીં રાચો ઐં ક્લીં શ્રીં (૨)
ચંગ ઉપંગ મૃદંગ બજાવો તોમ તોમ તોમ—આવો૦
ચકીતંગ ચકીતંગ ચકીતંગ ચકીતગ (૪)
ચકીતંગ ચકીતંગ ચકીતગ ચકીતંગ (૪)
નાદર દિના કીટ કીટધા
તાદર દીના કીટ કીટધા
તુમ દર દીના કીટ કીટધા
મથા ચિના કીટ કીટધા
તક ધેના ... ... તક ધેના (૨)
અંગ ઉમંગ વધારી સજાવો ૐ ૐ ૐ—આવો૦
ધુમકીટ દીદીકીટ ધુમકીટ દીદીકટ (૪)
ધુમકીટ દીદીકીટ ધુમકીટ દીદીકટ (૪)
... ... ... ... (૨)
... ... ... ... (૨)
છીછીછુમ છીછીછુમ છીછીછુમ છીછીછુમ (૪)
છીછીછુમ છીછીછુમ છીછીછુમ છીછીછુમ (૪)
ધન્ય ધન્ય દીન મંગલમય આજે (૨)
રાજે હ્રીં ૐ વ્યોમ વ્યોમ વ્યોમ—આવો૦

૩

### ધ્રુપદ.

વન્દુ વિશ્વધારીણિ વન્દુ વિશ્વકારીણિ,
વન્દુ વિશ્વતારીણિ નારાયણી શ્રી અંબિકે!
અખીલ આદ્ય ઇશ્વરી વિનવુ વિશ્વેશ્વરી,
મંગળા માહેશ્વરી નારાયણી શ્રી અંબિકે!
તંત્ર છે આ જગત તારૂં મંત્ર ધ્યાન જ્ઞાન ચારૂ.
જંત્ર જીવ જીવન સારૂં નારાયણી શ્રી અંબિકે!
ભક્ત ભિડભંજની રંક હૃદય રંજની,
રણછોડ મા નિરંજની નારાયણી શ્રી અંબિકે!

૪

### સાખી.

"યુગે યુગે વ્યાપી રહી
યુગ યુગમાં અવતાર,
ઘટ ઘટ પ્રકટુ ઘડી ઘડી
ઘટ ઘટ મુજ સંસાર."

---

મંગલ મૂરતી મંગલે
મંગલ કરૂ સુખ શાત,
મહા માયા મંગલ કરૂ
બાલિ બહુચર માત.

---

જય જગ જ્યોતિ અંબિકે
જય જય જગદાધાર,
જય જનેતા જગતની
વન્દુ અંબે જયકાર.

૫

## ભીમપલાસ.

શંકર સ્મર હર શિવ શિવ સુખકર,
શંભુ સ્વયંભુ સદા શિવ હર હર;
ભવસાર ભવતાર ભવપાર ભવમાર,
દીનબન્ધુ દાતા ત્રાતા દિગંબર— ૧
નિલકંઠ નરનાથ નરનાથ હર હાથ,
વિષધર વિષહર વન્દુ વિશંભર— ૨

૬

## નૃત્ય સંગીત.

નાચત નટી નટાર્ધે નટી નટ નાયક (૨)
નાટીત નાટક ધુર્જટી શિવ સહાયક (૨)
થેઇ...થેઇ...થેઇ તકથા થેઇ તકથા,
થેઇ તકથા થેઇ તકથા વન્દુ જય લાયક— ૧
વાગત મૃદંગા......(૨) ધીધીકટ ધીધીકટ
ધુરાકટ ધુરાકટ ધિમિકટ ધિક્કટ
ધિકટ ધિમિ ધીન ધીન ધીન
ધિનનં ધિનનં ઝીનનં ઝીનનં...આનંદ લાયક— ૨

જય શિવ, જય શિવ, જય શિવ, જય શિવ ! (૪)
જય શિવ, જય શિવ, જય શિવ, જય શિવ ! (૪)
ધિમિકિતિ ધિગિધિન ધિમિકિતિ ધિગિધિન
ધિગિત ધિગિત ધીગી તતથા તત્તથા
તાથેંગા તાથેંગા ધિકત્તામ
ધિધીકટ ધુમકીટ ધીધીકટ ધુમકીટ
..............................હર વરદાયક— ૩

## ૭

## એમટો–તાલ દાદરો.

બલિહારી બાલા બહુચરી—જય જય૦
આદી અનાદી આદ્ય ઇશ્વરી—જય જય૦

આગમ નિગમમાં એક તું આદી નારાયણી નિરંજની,
મંગળ કરે જે મગલ સમયે મગલ કરતી મન રંજની—૧
જ્યોતિ ઝગે જે જુગમાં કારમી તે તું જ્યોતિ છો જાગતી,
જીવન જગમાં જીવ જે ધારે તે તું જીવનને જગાવતી—૨
જનેતા જુગની જય જગદંબે જાણે તું તનની મનની,
ભજન પૂજન શું જાણે રણછોડો જપે જીભે જગજનની—૩

## ૮

## ગઝલ.

અંબિકા તું, અંબિકા તું, અંબિકા તું. અંબિકા તું !
અંબિકા તું, અંબિકા તું, અંબિકા તું. અંબિકા તું !!—૧

પિંડ બ્રહ્માન્ડ વ્યાપક શું દ્વૈત અદ્વૈત સ્થાપક શું,
મોક્ષને શાંતીનું સ્થળ શું અંબિકા તું, અંબિકા તું—૨

જન્મ ને મરણ જીવનું શું કર્મનિ મૃત્યુનો ડર શું,
ધર્મનિ ધર્મ ઉરમાં શું અંબિકા તું, અંબિકા તું—૩

જન્મતાં બાલ બોલે શું છેદન જ્યાં નાળનું થાતાં,
કહે છે મુખથી એક મા અંબિકા તું, અંબિકા તું—૪

હજારો જન્મના કર્મો કરોડો પાપના પુંજો,
પલકમાં નાશ સુખ જો કહો અંબિકા તું, અંબિકા તું—૫

નરકમાં મુર્ખની દૃષ્ટિ સ્વર્ગમાં જ્ઞાનીની સૃષ્ટી,
પરમ છે પુન્યની વૃષ્ટિ અંબિકા તું, અંબિકા તું—૬

નિતી દેનાર જગમાં શું ભક્તિ દેનાર જગમાં શું,
મુક્તિ દેનાર જગમાં શું અંબિકા તું, અંબિકા તું—૭

તજી ઘરબાર કંઇ રાગી મુક્યા દરબાર થઇ ત્યાગી,
લગન એક અંગમાં લાગી અંબિકા તું, અંબિકા તું—૮

ઉંધે માથે રહ્યા લટકી ગયા કંઇ પારે શીર પટકી,
વદે કંઇ વનમાં ભટકી અંબિકા તું, અંબિકા તું—૯

દુઃખી કોઇ આવે ભિખારી સુખી આવે છડી સ્વારી,
બોલે મા વંદી બલિહારી અંબિકા તું અંબિકા તું—૧૦

છુટો કુંટીથી જો બોલો મુકી સૌ દંદ દીલ ખોલો,
કહે રણછોડ મા ગોલો અંબિકા તું, અંબિકા તું—૧૧

૯

## આશાગોડી.

આવ્યો છું તુજ પારે—બહુચર માજી૦
બળતાને કો નવ ઠારે—અંબે આઇ૦

ઉલટ્યા સગા સૌ ઉલટ્યા વ્હાલા ઉલટી દુનિયા મારે,
બાજી નસીબની પલટાઇ ઉલટી માડ ન સૌ કોઇ મારે—૧
દુઃખ પડે ત્યારે બાલ બિચારૂં મા મા મુખ પોકારે,
જુગ જનેતા બેસી રહ્યા શું હું તો છું ચરણમાં તારે—૨
વાંક ન જોશો રાંકના માડી વ્હેલા આવો વહારે,
ઉપર આભ ને નીચે ધરતી બેલી મા એક તું મારે—૩
શરણાંગત મા સ્હાય કરોને અધવચ હું છું અત્યારે,
કાલાવાલા કરી કર જોડે રણછોડો હૃદય વિચારે—૪

૧૦

## ભેરવી ( થઇ પ્રેમ વશ પાતળીયા ).

જય જ્યોતિ જય જગજનની રે,
જાણે તું તનની મનની;
ભીડ ભાગો આ ભવ દવનીરે,
લાગી અંતરમાં લગની— ૧
બહુનામી બોલું બલિહારી,
બાળી બહુચર બાલા;
ટાળો સંકટ જન્મ મરણના,
રણછોડા મા નિરંજની રે— ૨

મોહ મમત કોરે કરો, હરો હુંપદ અભિમાન,
ભરો ભીતર ભક્તિ થકી ઘટમાં પ્રકટે જ્ઞાન.

૧૧

( રામ બાણ વાગ્યાં હોય તે જાણે–એ રાગ. )

હાંરે નામ સમજીને બેશી રહીએ,
એક અહુચર અહુચર નિત્ય કહીએ—હાંરે૦

શાસ્ત્ર પુરાણમાં ગમ ન પડે કઇ ખાલી ખોટી શીદ થઇએ,
હજરાહજુરમા જાગતો પારો એક અહુચર અહુચર બોલીગઇએ–૧
અદ્વૈત દ્વૈતની મોહની માયામાં લક્ષ ચોરાશી ફેર ફરીએ,
શ્રુતી સિદ્ધાતને વેદાંત સાર એક માને પારે જઇ તરીએ—૨
જુજવા જુજવા પંથ અનેક છે જુદા જુદા નામ કહીએ,
શિવ શક્તિમાં સર્વે સમાયા માયા આનંદ બ્રહ્મ લહીએ—૩
અહં બ્રહ્માસ્મિ તત્વમસિ ને પ્રજ્ઞાનં બ્રહ્મ વેદ કહીએ,
અયં આત્મા આનંદ બ્રહ્મની એક શક્તિ અંએઆઇ લહીએ—૪
અહં ઇદમ્‌ની શુન્ય તો વ્યાપી વિશ્વમાં સાર શુન્ય લઇએ,
રણછોડ શક્તિની શક્તિતો જાતા રામ રામ કહી અબોલ રહીએ–૫

૧૨

ધનાશ્રી.

બાહુચર એક તું બોલ—રસના૦

ત્રિગુણાતિત ત્રિપદા ત્રિભુવનમાં ત્રાતા ન તેની તોલ,
માયા મમતા મૂકી દે મૂરખી મિથ્યા ન માનમાં ડોલ—૧

તારૂં મારૂં હું તું પદના બોલે શું ગરવા બોલ,
સગા સંબંધી સૌ છે સ્વાર્થના ધારી મારે ઘોલ—૨
તન નથી તારૂં ધન નથી તારૂં માયાના છે સૌ કોલ,
માતને તાત સુત ભાઇ દારા ધનના ધીંગા ઢોલ—૩
મોંઘો મનુષ્યા દેહજ મળીઓ માની જા શીખ અણમોલ,
રણછોડા ભવના ભગવતી ભાવે કરૂં ભજન કલ્લોલ—૪

૧૩

સિંહાનો કનરો.

ભાગ્ય ભૂવનના ભેદ ભરમમાં,
ભટકી ભમતો ભગવતી તારો;
અધવચ અવનીમાં અમૂંઝાઉં,
અંતરજામી એક ન આરો—૧
પાપ કરતાં પાછું ન જોયું,
મારવો હોય તો મા મને મારો:
ભીનર ભરૂંસો ભવમાં ભારી,
રણછોડા આ રંક છે તારો—૨

૧૪

( સામી શરદ પુર્ણિમાની રાત્રિને વિષે-એ રાગ. )

આવો આનંદે ગાવો નરનારી,
બોલો બોલો બહુચર બલિહારી—આવો૦
જપો જીભે જ્યોતિ જયકારી,
ઘડી મુકો ઘરબારને વિસારી—૧

આશાપુરી આઇ આદી નારાયણી,
આશ પુરે એક આળા:
માયા મમતા મોહ મુકી દ્યો,
એક કરો નિત્ય માળા—૨
પારસમણી ચિન્તામણીસમ છે,
સુખદ માની સેવા;
રણછોડ મન વાંચ્છીત ફળ આપે,
ભક્તિ મુક્તિના મેવા—૩

## ૧૫

## કવાલી.

નમું નારાયણી અંબે નમું નારાયણી અંબે,
નમું નારાયણી અંબે નમું નારાયણી અંબે.—૧
જગતની જ્યોતી જય અંબે નમું નારાયણી અંબે,
જીવન તું જન્ત જય અંબે નમું નારાયણી અંબે—૨
જનેતા જુગ જય અંબે નમું નારાયણી અંબે,
જગાવું જાગ જય અંબે નમું નારાયણી અંબે—૩
ત્રગોમાં જુગ જુગ અંબે નમું નારાયણી અંબે,
જય જય જય જગદંબે નમું નારાયણી અંબે—૪
પ્રકૃતિ શક્તિ જય અંબે નમું નારાયણી અંબે,
ઋણી રણછોડ જય અંબે નમું નારાયણી અંબે—૫

## ૧૬

### ભજન—એકતાલા.

આવ્યા છો પારે રામ આવીશું ક્યારે રામા,
- આવ્યા તો કંઇક તું કરી લે:
કાયા કાચો કુંભ માટીનો રામા,
ફૂટશે ફૂટ કાંઇ કરી લે—આવ્યા૦
મોહ મમતા ને માયા મુકી ભાતુ તું ભવનું કરી લે,
દીધું જેવુ લેશો તેવું અંબે અંબે તું કરી લે—૧
ભંડાર ભરીઓ લક્ષ્મીનો ઘરમાં ખોબો નાંખી કંઇ કરી લે,
આજ કરી લે ખોટી કાલને માની કાળ ભમે શીર કરી લે—૨
મોટો બનાવ્યો મોટાઇમાંથી લોટો ભરી કંઈ કરી લે,
જગમાં ન જડતો તુજ સમ જોટો તોટો નથી કંઇ કરી લે—૩
તૃણવત ગણે તું ત્રિલોકને શું તું છે તરખલું કરી લે,
મોટો તું છે જ્યાં લગી માયા રણછોડ મગતરૂં કરી લે—૪

## ૧૭

### ભજન—એકતાલા.

કરે શીદ કર્મો કુડા બધું આઇ જાણે.
નથી કાંઇ છાનુ ભુંડા જોઈ લેજે ટાણે—૧
મારૂ મારૂ કહી મુમત કરીને તીર તું કાળ ભણી તાણે,
તારૂ તુજને વાગે મુરખા કામ ન પડે હું પદ માણે રે—૨
મૂછો મરડે અંધ બનીને પુરૂષારથને વખાણે,
દૈવ બળ તોડે છે આગળ વૈભવ જાય મસાણે રે—૩

પૂર્વ સંચીત કર્મો ભોગવ આ ભવમાં આપ્યું આપે તે વહાણે,
હાથે તે સાથે આવે અંતે કર પર કર જે તાણે રે—૪
આપ્યું પૂર્વે મેં આપે હવે તું ખાલી આંખો કાં તું તાણે,
મૂકી અન્ન ધનનો તું છે માલેક રણછોડ જખ મારી જાણે રે—૫

૧૮

ગરબી ( મા પાવા તે ગઢથી—એ રાગ ).

બાળા બિરાજી ચુંવાળ ચોક—બહુચર બાળારે.
તેજ તેનું વ્યાપ્યું ત્રિલોક, ,, ,,
નથી ભુમંડળ એવું સ્થાન, ,, ,,
જેના દેવતા ગાયે ગાન, ,, ,,
ધર્યાં એકથી રૂપ અનેક, ,, ,,
રાખી ભક્ત જનોની ટેક, ,, ,,
બહુચરી અવની મોઝાર, ,, ,,
કર્યાં દાનવ દળ સંહાર, ,, ,,
બહુચરી ધરાવ્યું નામ, ,, ,,
બેચરાજી શોભાવ્યું ધામ, ,, ,,
બહુ બાળા ભોળા રળિયાત, ,, ,,
બલિહારી હું બહુચર માત, ,, ,,
કરે ભક્તના કલ્પ્યાં કામ, ,, ,,
પુરે આશા અંતરની તમામ, ,, ,,
લેતા નામ દુઃખ થાય નાશ, ,, ,,

જોતજોતામાં વ્યાપે ઉલ્લાસ,—બહુચર બાળારે.
છે જુગમાં જાગતી જ્યોત, ,, ,,
જ્યાં સમરી ત્યાં થાય ઉદ્યોત, ,, ,,
મા જુએ ન બાળના દોષ, ,, ,,
માને અંતર નવ કંઇ રોષ. ,, ,,
બેડો બુડતો ઉતારે પાર, ,, ,,
પત બાનાની મા ધરનાર, ,, ,,
રણબંધ રણીના છોડ, ,, ,,
રટે રંક હૃદય રણછોડ, ,, ,,

૧૯

પદ ( આ તારાં વચનો સાચાં–એ રાગ ).

તું તારા બિરદ સામું જોઇ લે બહુચર મા,
ના જોઈશ કરણી તું મારી રે—બાલા૦
જીભનો જૂઠો કરણીનો કુડો
ઝેર ભરી આંખ મારી,
વચનની સાકર વેરી બની ગયો લુંડો
ભુંડો છું મા જખ મારી રે—બાલા૦
પાપ કરતાં પાછું ન જોયું જરીએ
લુંટી ખાધું હાથ મારી,
પેટ ફૂટયું જ્યાં બાંધુ ક્યાં પાટો
લેજે મંમાયા તારી રે—બાલા૦

ઠગી ઠગી લીધું કોઈને નવ દીધું
બધું કર્યું હોઈઆં કંઈ મારી,
પાપી પુરો પણ તારો રણછોડા
તરછોડા શું લાત મારી—બાલા૦

૨૦

**ભજન**—એકતાલા.

જે ઘડી જે કંઇ કરતી અંબે તે સૌ કરે સારૂં રે
મુકી દે મુરખ મનથી મારૂ ને તારૂં રે—
મોટો જે જગમાં સૌથી મોટી છે છાનું જુએ સૌ સારૂં,
ઘર ખુણે ગરીને છુપાવે તું જે છુપુ નથી કંઈ તારૂં રે–૧
ઘટઘટ વ્યાપી ઘટઘટ માપે ઘાટ ઘડે ઘટ સારૂં,
ઘટઘટ રહીને ઘટીત કરતી કોઈ નથી વેરી કે પ્યારૂં રે–૨
હાથે આદરીઆ રહે છે અધુરા તોએ ન સમજે વારૂં,
બગડે બાજી જ્યાં શરીર બગડે ત્યાં જોજે તું કોણ છે તારૂંરે–૩
આ છે સારા આ છે મારા આ બધું છે ભાઈ મારૂં,
જોતજોતામાં ચાલ્યુ થપ્પડ દઈ રોજે રણછોડા જોઈ તારૂં રે–૪

૨૧

( મેરે તો ગિરધર ગોપાલ—એ રાગ. )

મારે તો અંબા ભવાની
બીજું નવ કોઈ (૨)
સત્ય એક અંબે તુહી
જગતા મેં જોઈ—મારે તો૦

જીવન જ્યોતી જુગમાં ઝગતી
નયને નીકી સોહી,
મોહીની સ્વરૂપ શક્તિ
દુનિયા સૌ મોહી—મારે તો૦
તારો હું તારો મારો
ભય બીક ખોઇ,
ન્યારો કરે નથી આરો
મારો કરો પ્રોઇ—મારે તો૦
જન્મી જીવીને જાણ્યું
માણ્યું જગ દ્રોહી,
રણછોડ દીલ વસી
વસા માન્યું રોઈ—મારે તો૦

૨૨

## ગરબી.

મારી અંબા માને પારે કોઈ ન દુખિયા રે (૨)
હોય દુઃખી તે થાય આવી સુખીઆ રે લોલ
ખમ્મા ખમ્મા અંબા ભવાની માવડી રે—૧
માનો પારો તે રાત દીન જાગતો રે (૨)
ભુખ્યો આવી ભુખ દુઃખને ભાગતો રે લોલ
ખમ્મા ખમ્મા અંબા ભવાની માવડી રે—૨
છત્રધારી છચોક આવી માગતા રે (૨)
માજી બાર પ્હોર બત્રી ઘડી જાગતા રે લોલ
ખમ્મા ખમ્મા અંબા ભવાની માવડી રે—૩

માજી મુખ જોઈ જાણે હૃદય વાતડી રે (૨)
દહાડો ઉગતો નથી અંધારી રાતડી રે લોલ
ખમ્મા ખમ્મા અંબા ભવાની માવડી રે—૪

કાળા ગોરા ડાહ્યા ઘેલાને જાણતી રે (૨)
નથી કાયાનું કામ માયા માણતી રે લોલ
ખમ્મા ખમ્મા અંબા ભવાની માવડી રે—૫

કંઈ જ્ઞાની સમાધી આવી સાધતા રે (૨)
મોટા મુનિ મુકીને મૌન લાંધતા રે લોલ
ખમ્મા ખમ્મા અંબા ભવાની માવડી રે—૬

માજી ખેંચી અજ્ઞાન માયા કાપતી રે (૨)
ભલા જ્યોતી જગાવી મુક્તિ આપતી રે લોલ
ખમ્મા ખમ્મા અંબા ભવાની માવડી રે—૭

શિવ જીવરૂપ ભેદને બતાવતી રે (૨)
કીટ ભ્રમર રણછોડ બંધ સંધાવતી રે લોલ
ખમ્મા ખમ્મા અંબા ભવાની માવડી રે—૮

## ૨૩

( માન માયાના કરનારા રે–એ રાગ. )

ડાહ્યા ડાહપણ દુર કરી દે વિચારી,
ચુલે નાંખ ચતુરાઇ તું તારી;
બંધ કરને જૂઠી જીભ કારી,
આ તો અંબા અંતર જાણનારી—ડાહ્યા૦

લુંટી ઝુંટી તું કંઇને કુટી શું આવ્યો અભિમાન શિરધારી,
કરડી કરીને આંખ ધક્કા મારે શીદ મરડી મુંછોને અવિચારી—૧
પેટીમાં મુકી લાખ લઇને હજાર તું આવ્યો હજારને મારી,
કરે થોડું ને ગાજે ઘણું તું ગણી તુચ્છ દુનિયાને સારી—૨
દાની ગણાવાને માની મનાવાને આવે અજ્ઞાની બલિહારી,
જાગતે પારે પગ મુકતાં કઇ ઠોકર ખાયે ડગ ભારી—૩
માની મોટો હું તુચ્છ ગણે તું ભલે વાપરે શું લાખગણી વારી,
તારા પૈસાની શું કોને પડી છે એક પાઈ રંકતણી છે સારી—૪
છાનું રાખીને કામ કરે છાનું નથી છાનું લુંટા લે દીલધારી,
કયાંથી લાવ્યો ને કોનું તેં આપ્યું જાણે છે દુનિયા સારી—૫
ધનની ભુખી નથી મનની ભુખી છે ભાવનાની છે જમનારી,
સાચું કલેવર હોય જે જીવનું સાચામાં છે રમનારી—૬
સાચાનો પારો સાચાની માજી સાચાની શક્તિ શ્રી સારી,
સત્યથી પ્રકટ સત્ય સ્વરૂપ છે સત્યમાં વાસ વસનારી—૭
નીતિની માજી નિતીમાં રાજી નિતીની હાજી વદનારી,
સાચાને સદૈવ ચાહ્ય છે **રણછોડ** સાચા ગમે નરનારી—૮

## ૨૪

(નહીં ચીજ કોઇ ગળી ગરજ સમ—એ રાગ.)

તું કરે તે ખરી—બહુચરી૦
ચાલે નવ કંઇ જરી—બહુચરી૦

હજાર બંધન હોય મનુષ્યના જાય પલકમાં સરી,
છતી આંખથી અંધ બનાવી ડગ ડગ પટકે ફરી—૧

ધન જોબનમાં મસ્ત હોય તે મદમાં જાયે મરી,
જબરજસ્ત સાધનવાળો તે અસ્ત થઇ પડે ખરી—૨
હથિયાર હાથના રહે હાથમાં જાય કેડ નાગરી,
પાસેના સૌ પામર બનીને બેસે વાત તો કરી—૩
જ્ઞાની ધ્યાની માની નિર્માની કર જોડ઼ે કરગરી,
બળવંતા બહુ બોલી બકતા ઉભા દોડે થરથરી—૪
દોઢ ચતુર ડાહપણમાં ડુલે ભૂલે મરમમાં મરી,
વૈદ જોશી ઇશ્વર આલમના શકે પેટ નવ ભરી—૫
બગલમાં બચકા કરમાં જોડા જાય દોડ્યા દીલ ડરી,
વદે તમાચા મારી ગાલ પર રણછોડો ઇશ્વરી—૬

## ૨૫

## ગરબી.

જાગો જાગો રે કુંડલીની મા જાગો રે,
ત્યાગો ત્યાગો રે તદ્રા નિદ્રા ત્યાગો—જાગો૦

રજની જન્મની ગઇ વીતી દવનું વ્હાણું વાયુ,
ભવનો ભાનુ ઉગ્યો પૂર્વે જળસમ જાયે આયુ:
જાગો જાગો રે મા મા બાલ મુખ બોલે મા મા,
મા...મા...મા...મા—જાગો૦ ૧

ચંદ્ર જ્યોતી વિકસો વિલસો શાંતી સુધાને સીંચો,
દાવાનળમાં બળી બળી જાઉં આમ શું આંખડી મીંચો;
જાગો જાગો રે મા મા બાલ મુખ બોલે મા મા,
મા...મા...મા...મા—જાગો૦ ૨

પૂર્વે સંચીત કર્મ તિમિરમાં ભટકી અટવીમાં અથડાઉં,
જપ્ય મારી પુરૂષારથ ભૂલું સત્ય તુંહી એક અંબે ગાઉં;
જાગો જાગો રે મા મા બાલ મુખ બોલે મા મા,
મા...મા...મા...મા—જાગો૦ ૩

ધનના જીવ સૌ ધનને ખાતાં ધન ખુટે જીવ ખાય,
લુંટે કુટે કનડે નિરંતર કોઈ ન મારૂં કરજો સ્હાય:
જાગો જાગો રે મા મા બાલ મુખ બોલે મા મા,
મા...મા...મા...મા—જાગો૦ ૪

અંધ અન્ધોભવ બધ માં પુરો ફ દે ફરયો બહુ ગભરાઉં,
નજર કરી નવ નિરખ્યું મારૂં નાભિ નિરખી ખુબ ખુશી થાઉં;
જાગો જાગો રે મા મા બાલ મુખ બોલે મા મા,
મા...મા...મા...મા—જાગો૦ ૫

અહમ્ નાહમ્ ધુન્યં શૂન્યં ચિન્મય બની આનંદે ન્હાઉં,
વૃત્તિ નિવૃત્તિ પુરૂષ પ્રકૃત્તિ મમ નિમજ્જન રંજન થાઉં;
જાગો જાગો રે મા મા બાલ મુખ બોલે મા મા,
મા...મા...મા...મા—જાગો૦ ૬

મુક્તિ સદન શાંતીનું જડીયું આવ્યો ત્યાં આનદે જાઉં.
જીવ શિવ ભેદ અભેદ બની દ્વૈત અદ્વૈત માંહી સમાઉં;
જાગો જાગો રે મા મા બાલ મુખ બોલે મા મા,
મા...મા...મા...મા—જાગો૦ ૮

સુરતા સાંધી ઝાંખી કરૂં મા જ્ઞાન ક્રિયા જય શક્તિ માતા,
જીવ જગત રણછોડ મા તુંહી સત્ય સ્વરૂપે રૂપ સમાતા;
જાગો જાગો રે મા મા બાલ મુખ બોલે મા મા,
મા...મા...મા...મા—જાગો૦ ૯

૨૬

**ઝુલણી.**

આરાસુરી અલબેલી ભવાની રાણી,
ભોળા શંભુની બલિહારી,
વારી વારી મા જય જગદંબે,
વારણા લઉં વારી વારી—
હો મનની અંબાજી રે ખમ્મા મારા તનની અંબાજી રે,
ઝુલણી ગાઓ નરનારી—૧

અરી દર્પ ગંજની ભક્ત દુઃખભંજની રિદ્ધ સિદ્ધ અંજની રંજની
ધાત્રી વિધાત્રી વિદ્યા ને વાણી ઑમ્ હ્રીં સ્વર ને વ્યંજની;
હો મનની અંબાજી રે ખમ્મા મારા તનની અંબાજી રે,
ઝુલણી ગાઓ નરનારી—૨

શક્તિ આ અંગની શક્તિ ભુવનની શક્તિ મા પ્રાણપારાયણી,
શક્તિ તું આતમની શક્તિ પરમાત્મની શક્તિ જીવ ભાવ હારાયણી;
હો મનની અંબાજી રે ખમ્મા મારા તનની અંબાજી રે,
ઝુલણી ગાઓ નરનારી—૩

સચરાચર વ્યાપી મા હજરા હજુર છે ક્ષણમાં અંતર લે જાણી,
કરણી પ્રમાણે ફળ દેતી નારાયણી મનની મનમાં માણી;
હો મનની અંબાજી રે ખમ્મા મારા તનની અંબાજી રે,
ઝુલણી ગાઓ નરનારી—૪

દુનિયામાં દેખો ન કોઇ જો તમારૂં યાદ કરો આંસુ આંખ આણી,
માને સંભારતા સંભારે બાલને હારે કરે ઘડી વિલંબ નવ જાણી;
હો મનની અંબાજી રે ખમ્મા મારા તનની અંબાજી રે,
ઝુલણી ગાઓ નરનારી—૫

ઉંચું નીચું ન કોઇ સર્વે સમાન્તર સર્વેની સર્વેમાં વ્યાપી,
નિસંગી સંગી અંગી રહીને રંગ લે ઉરના માપી;
હો મનની અંબાજી રે ખમ્મા મારા તનની અંબાજી રે,
ઝુલણી ગાઓ નરનારી—૬
મોંઘો મનુષ્યા દેહજ મળીઓ ફેરો ન ફરશો ખાલી,
માયા કાયાની મમતા મુકી દ્યો ચોલો ન ચુકશો ચાલી;
હો મનની અંબાજી રે ખમ્મા મારા તનની અંબાજી રે,
ઝુલણી ગાઓ નરનારી—૭
ચાર દીવસની ચંદની સુખ છે સાહ્યબી ન સ્થિર ટકનારી,
સંધ્યાના સોનેરી રંગો વૃથા છે હાંરે તક આવી કદી ન મળનારી;
હો મનની અંબાજી રે ખમ્મા મારા તનની અંબાજી રે,
ઝુલણી ગાઓ નરનારી—૮
લ્હાવો જીવનનો લ્યોરે સુહાગી રાજ વસો વિશ્વના છોરે વિહારી,
આનંદ અવસર આવ્યો કે આવશે રણછોડ રમો રંગધારી,
હો મનની અંબાજી રે ખમ્મા મારા તનની અંબાજી રે;
ઝુલણી ગાઓ નરનારી—૯

૨૭

(નહીં ચીજ કોઇ ગણી ગરજ સમ—એ રાગ.)

હું તુજને શું આપું—બહુચરી૦
શું મારૂં નવ માપુ—બહુચરી૦
આસપાસ આકાશે જોતાં નથી મારૂ કંઇ જડતું,
જે છે તે સૌ છે મા તારૂં ધાટ જૂહા મન ધડતું—૧

જેને જે જોઇએ તે આપે અંતર દુખડા કાપે,
ભુખ્યા ઉઠાડી ખવરાવે મા અનુપમ સુખડા આપે—૨

નાના મોટા ઉંચા નીચા ગરીબ તવંગર નમતા,
વ્યભિચારી તસ્કર ખુની પણ ખાઇ પાપમાં ભમતા—૩

ઝાડ પાન ફળ ફુલ જે મ્હેં કે લ્હેં કે વનકટી સારી,
અવનિમાં અમૃત બીજ ભરીયું અન્નકંદ બલિહારી—૫

સ્થાવર જંગમ મિલ્કત માયા મારૂં ન મુજને મળતું,
કાયા માયા તે નવ મારી મારૂં નવ કંઇ વળતું—૬

પંચ મહાભુત પચ તત્વના પંચ ભૂતમાં ઓપે,
વન્હી વાયુ વારી પય ઘૃત જીવન તત્વને રોપે—૭

આંખ ઉઘાડી શ્રૃષ્ટી જોતાં તરખલું નથી મારૂં,
ભાવ સહીત એક મન છે મારૂં કહે તો તુજ પર વારૂં—૮

તારૂં આપ્યું ખાય વિશ્વ સૌ તો પણ કહે હું આપું,
પંદર આની રાખી પેટીમાં એક આની કહે આપું—૮

જુગ જનેતા ઉદર ઉદધી જગદંબા છે તારૂં,
દ્વેષ ક્રોધ દીલમાં નવ જોશો રોષ તજી કરો સારૂં—૯

રંગ સંગ ને અંગ છે જૂઠું જીવતર જૂઠું ઢાપુ,
રણ છોડો જૂઠો રણછોડો લઇને કહે મા આપું—૧૦



૨૮

## એમટો–તાલ દાદરો.

અંબા ભવાની આઈ જાગતી—જય જય૦
ગરિબ નિવાજ માઈ ગાજતી—જય જય૦

પતિત પાવની શોક સમાવની દીનજનની છે તારીણી,
અધમ ઉદ્ધારીણી અન્નપુરણામા અઘચૂરણા સુખકારીણી—૧
કર્મ ને જ્ઞાનની ઇંદ્રીઓ અચકે બુદ્ધિ વળી જ્યાં વિરામતી,
અંતર ઉઘાડી અંતરને જાણી વ્યાધી પલકમાં વિદારતી—૨
ઘડીઘડી ઘટઘટ પ્રકટી નિરંતર ઘટઘટ જાણે નારાયણી,
કીડી કુંજરને કણમણ આપતી આરાસુરી પારાયણી—૩
સ્થાવર જંગમ ને જડ ચેતનની શક્તિ શક્તિ સૌ માપતી,
ગુપ્ત નથી કાંઈ અવની તળમાં જેને જે જોઇએ તે આપતી—૪
અશરણ શરણા કારણ કરણા ધારણ ધરણી ધારીણી,
રંક રણછોડના ઋણને છોડો વન્દુ ત્રિભુવન તારીણી—૫

૨૯

(નહીં ચીજ કોઇ ગણી ગરજ સમ–એ રાગ.)

દુનિયા આખી જોઈ—બહુચરી૦
મારૂં ન દીઠું કોઇ—બહુચરી૦

મારામાં મરતાં સુધી મેં ઇજ્જત આબરૂ ખોઇ,
સગા વ્હાલામાં સારો થાતાં ગયો અંતે હું રોઇ—૧
મારૂં મારૂં હું તું કરતા દીધું જીગરનું લોહી,
સારા નરસા માંહી ફરતા સાર ન દીઠો મોહી—૨
ગયા કોઇને ત્યાં આવો લાવો શબ્દ સુણ્યો મેં સોહી,
ગજું ભૂલી મેં આપ્યું ખોબે સારૂં બોલ્યું ન કોઈ—૩

તનની રહે છે તનમાં મારી મનની મનમાં પ્રોઇ,
જનની રહે છે જનમાં કારી વીતી ન જાણે કોઇ—૪
કોઇને કહેતાં ગાંડા ઠરીએ હસે સામું મુખ જોઇ,
માથે પડી ભોગવવી રોતાં લ્હોતા ન આંસુ કોઇ—૫
તારૂં સારૂં કરૂં પલકમાં બાવા બોલે જોઈ,
સારૂ કરનારી છે જુદી રણછોડ કરે ન કોઇ—૬

૩૦

## ખેમટો—તાલ દાદરો.

કર્મના બદલા સહીએ—હો બહુચરી૦
ભાવી દંડ કોને જઇ કહીએ—હો બહુચરી૦
અંધારે લીધા અજવાળે દેવા એમાં શું પા'ડ કોને કરીએ,
હસી હસી આનંદ ભોગવ્યો રાત દી રોઇ રોઇને શું ફરીએ—૧
કુવામાં ઉતારી ત્વરત વાઢી માર્યા સ્વાર્થની છરીએ,
સગા વ્હાલાને ખંખેરી લીધા હવે જમથી શું હાય ડરીએ—૨
ઠાકર બનીને ચાકર રાખ્યા ઠારે ઠગી ધન હરીએ,
ભાખર કોરે કરી સાકર ખાધી પાછા ફરી ન જોયું જરીએ—૩
દીનમાન ફરતાં ઉલટી દુનિયા ઉલટયું નસીબ હાય મરીએ,
જ્યાંજ્યાં હતી બ્હારધાડ ત્યાંથી આવી નાસી હવે ક્યાં ઉગરીએ—૪
છાના હતા જે છતમાં મિત્રો લુંટી લીધા હાય ડરીએ,
હવે અછતમાં કોણ આવે પાસે પાપના ડગલા ભરીએ—૫
કરણી તેવી પાર ઉતરણી વાવ્યું તેવુ ખાંતે લણીએ,
રણછોડ રોજે ધરાઇને અમે ચંડીના પાઠ હવે ભણીએ—૬

૩૧

પદ.

સુખી આ નમે રે જોડે દુખી આ નમે (૨)
અંબા મા ચરણે આખી દુનિયા નમે;
મુનિઓ નમે રે મોટા રૂષીઓ નમે (૨)
માજીના ચરણે જોગી જતી તો નમે—૧

અંતરની વાસના કંઇ અંતરમાં ઉપજી જ્યારે,
અંતર પડતા તો આવી અંતર નમે (૨)
અંતર નવ આણે અંબે અંતરને જાણે રે
અંતરજામીને અંતર ભક્તો રમે—૨

કોટી કોટી કંઇ કરતા કલ્પના કોટી કરતા,
કલ્પ્યા સૌ કામ કરતી જમાડી જમે (૨)
આરાસુરી અન્નપુરણા આશાપુરી અઘચુરણા
શરણે રણછોડ આવી ચરણે નમે—૩

૩૨

પદ.

તુહી તુહી તુહી એક તુહી અંબે મા તુહી તુહી એક તુહી,
સત્યંજ્ઞાન મનન્તં બ્રહ્મં તુહી સત્ય એક તુહી—૧
જૂઠી જંજાળ જગની જૂઠા જગલોક માતા,
જૂઠું છે જીવન મરણું જૂઠી જગ પોક માતા;
જૂઠા સંસારીઆમાં જૂઠા ઘરબાર માતા,
જૂઠા આ જગના ધંધા જૂઠા વ્યવહાર માતા—૨

જૂઠું જ્યાં બોલવું ને ચાલવું જૂઠું માતા,
જૂઠું જ્યાં તોલવું ને આલવું જૂઠું માતા;
જૂઠા છે વાયદાને જૂઠા છે સોદા માતા,
જૂઠા છે કાયદા ને જૂઠા ખત લેખ માતા—૩
જૂઠા છે ધનના લ્હાવા જૂઠા મન દાવા માતા,
જૂઠા છે દાવા કાવા જૂઠા તન ભાવ માતા;
જૂઠી દાનત જ્યાં છે જૂઠી બરકત ત્યાં માતા,
જૂઠા જ્યાં કર્મ ચાલે જૂઠો ઘર ધર્મ માતા—૪
જૂઠા સોગન જે ઘરમાં જૂઠા ઘર દેવ માતા,
જૂઠી નૈયત છે જેની જૂઠા ફળ ખાય માતા;
સાચી ભક્તિ છે જેની સાચી શક્તિ છે તેની,
જૂક્તિ રણછોડા જગની જાણે જગજનની માતા—૫

૩૩

## ખેમટો–તાલ દાદરો.

ધાર્યું ન કોઇનું થાય—બહુચરી૦
વાર્યું ન કોઇથી થાય—બહુચરી૦
હાર્યું સૌથી થાય—બહુચરી૦
જખમારી જીવ પસ્તાય—બહુચરી૦
થવાનું હોય તે થાય પલકમાં પ્રયાસ નિષ્ફળ જાય,
જવાનું હોય તે જાય ખલકમાં બંધ છુટી બંધ થાય—૧
ઘડી ઘડી બદલાય વાદળાં વાદળને શું કહેવાય,
ઘડી ઘડી પલટાય માનવી સ્વભાવનું શું થાય—૨

આવક જાવક ખેલ અલૌકિક આકર્ષણ શું કહેવાય,
અધિકાર વિશ્વાસ પરસ્પર પ્રસંગ રગે શું થાય—૩
જે રસ્તે ધન આવ્યું ચાલી તે રસ્તે ધન જાય,
અજીત છતના દંભ વચનમાં દુનિયા બેઠી વા ખાય—૪
દીઠું અદીઠું કરી ચલાવો મીઠું ખારૂં તો થાય,
મારૂં મારૂં કરી રણછોડા મારામાં મરી જાય—૫

૩૪

## ભજન—એકતાલો.

ચેતે તો ચેતાતું તુજને
સમજે તો સમજાવું તુજને
કાયા જૂઠી જાણ !!
કાયા જૂઠી જાણ માયા જૂઠી જાણ—ચેતે૦

મારૂં મારૂં કહી મુમતમાં મરતો તારૂં નથી કંઇ જાણ,
માયા હાથે ત્યાં સુધી મારૂં અંતે જુતીઓ લ્હાણ—૧
જ્યાં સુધી આપે ત્યાં સુધી તારા સગા સંબંધી જાણ,
બંધ પડે જ્યારે હાથ તો તારો પાકા રીપુ તું પ્રમાણ—૨
દી ફરે તારો દીકરો છે દુશ્મન નારી ચુડેલ તું જાણ,
સગા વ્હાલા સૌ મોં મચકોડે મોં પર કરતા વખાણ—૩
દુઃખમાં બોલે બાપ મા નવ બોલે મા બોલે સુખ જાણ,
એકવાર અબે રણછોડ કહેતાં ઉગે ઉદયનો ભાણ—૪

## ૩૫

### ભજન-એકતાલા.

અંતરની વાતો અંબા એક તું જાણે,
ભાવી ભિતરના ભેદો જ્ઞાની શું માણે રે—

વિવિધ રગે રંગી નારંગી નારંગી કહેવાય,
અંગી સંગી અંગને છેદે દુનિયા ન દેખે જરાય રે—૧

મારા તારા કરતો ફરતો મારા મારે માર,
મોંઘમ મારે મરતો ડરતો ક્યાં જઇ કરે ઉચ્ચાર રે—૨

મરણ લગી નવ માયા મુકાયે પડે ન કંઇ પિછાન,
ખળ ખળ આંસુ આંખથી ખરતા બંધ પડે જીબાન રે—૩

હાથે તે સાથે આવે અંતે કરણી આગળ થાય,
કર્યાં કરમના કીસ્મત બદલા રણછોડ જોઇને ધરાય રે—૪

## ૩૬

### પદ.

વાહ તારી લીલા બહુચર વાહ તારી માયા,
નથી કોઇ મુક્ત અંબે રંક કે રાયા—વાહ૦

ચઢી હાથી હોદ્દે ફરતા મૂછ પર લીંબુ બાંધી,
બજારે બહાર જાતા સલામો સો સો થાતી;
રોળાયા રણમાં એવા સાહ્યબી ધુળ ખાતી,
પડે મુઠી અન્નના વાંધા નથી ઘર છાંયા—૧

તડાકે વાત કરતા ખભા પર હાથ મારી,
ભડાકે સોદો લેતા જુક્તિ જણાવી સારી;
ધડાકે મરતા જીવે સ્વાર્થની લાત મારી,
લુંટાયા કાળ સોદે ઘેલા ફરતા કંઇ ડાહ્યા—૨
હતા જે રાણી જાયા બની ગયા દાસી જાયા,
અંગે શોભે જ્યાં માયા ખુલ્લી દીસે ત્યાં કાયા;
ડાહપણમાં દવ લાગ્યો નાગા થઇને નાહ્યા,
ફટ ફટ થઈ ટપલા રણછોડ શીરપર ખાધા બહુ વાહ્યા—૩

## ૩૭

( આ તારાં વચનો—એ રાગ. )

નથી કોઇ મારૂં જગમાં નથી કોઈ બેલી
મારે તો તું મંમાયા બહુચર બેલી—૧
પિતાને ન જાણું હું તો માતા નવ જાણું,
જાણ્યું જન્મીને એક બહુચર બેલી—૨
ભ્રાતાને ન જાણું હું તો ભગની નવ જાણું,
જાણ્યું જોઇને એક બહુચર બેલી—૩
સુતને ન જાણું હું તો સુતા નવ જાણું,
જાણ્યું જખમારી એક બહુચર બેલી—૪
દારા ન જાણું હું તો મારા નવ જાણું,
જાણ્યું હારીને મેં એક બહુચર બેલી—૫
સગા નવ જાણું હું તો વ્હાલા નવ જાણું,
જાણ્યું ખત્તા ખાઈ એક બહુચર બેલી—૬

ધનને ન જાણું હું તો સાહ્યબી ન જાણું,
જાણ્યું ગુમાવી મેં તો બહુચર બેલી—૭
જાણ્યું નવ માણ્યુ મેં તો માણ્યું નવ જાણ્યું,
જાણ્યું જગ જૂઠું રણછોડ બહુચર બેલી—૮

## ૩૮

### ખેમટો–તાલ દાદરો.

અંતરને જાણે નારાયણી—અમે૦
અંતર ન આણે પારાયણી—અમે૦

ક્યાંનો રહીશને ક્યાંથી આવ્યો મા આવી ઉભો ક્યાં નારાયણી,
તનડુ ક્યાંઝુલે મનડુ ક્યાં ફુલે આંખડી ક્યાં ભૂલે પારાયણી—૧
ક્યાંથી ફાવ્યો ને ક્યાંથી લાવ્યો મા ક્યાંથી ભાવ્યો નારાયણી,
કોનું આપે એ કોણ છાપે એ ધાપ કો ન માપે પારાયણી—૨
ઇર્ષામાં રમતા મંદીરમાં ભમતા સ્વારથને જમતાં નારાયણી,
ભક્તિને જ્ઞાનની વાતો મા કરતા પાપમાં ફરતા પારાયણી—૩
અંબે અંબે મુખ જયજય જીભે કથે દુનિયાને ઠગતા નારાયણી,
સાકર વચનની પીરસે મનમાની લાલચને લણતા પારાયણી—૪
તાગા કરીને બાધા રાખી મા ઠગતા તને નારાયણી,
આશા પુરે મા આરાસુરી તું દયા આણીને પારાયણી—૫
રગ રગ જાણે મા ભીતર ભેદોને ગુપ્ત નથી નારાયણી,
કરણી પ્રમાણે ફળ દેતી નિરંતર વદે રણછોડો પારાયણી—૬

૩૯
પદ.

દુ:ખ દુ:ખ કહી રડે બહુચરી દુ:ખ દોહ્યલું પડે,
હાથે કરીઆ પૂર્વે કર્મો આ ભવમાં સૌ નડે;
દુ:ખ છે પાપ તણી છાંયા સુખ છે પુન્ય તણી માયા—૧
કાયાથી જે કર્મો કરીઆ સ્થૂલ દેહને જડે,
મન વચનથી જે બંધાયા લિંગ દેહને નડે;
દુ:ખ છે પાપ તણી છાંયા સુખ છે પુન્ય તણી માયા—૨
ચઢતી પડતી જન્મ મરણની ભાવી ભરતી ભરે,
જરા જુવાની જીંદગી જોતી ઘડી ઘડી રંગ ધરે;
દુ:ખ છે પાપ તણી છાંયા સુખ છે પુન્ય તણી માયા—૩
જળ સમ જાયે જોબન તારૂં વાયુ આયુ હરે,
આજે જે તું કાલે નથી તું કાળ દમ તો ભરે;
દુ:ખ છે પાપ તણી છાંયા સુખ છે પુન્ય તણી માયા—૪
ભવસિન્ધુમાં ઝાકળ બિન્દુ ભાગ્યભૂવન તુજ ઝગે,
દગો મુકી દે દીલથી રણછોડ હવે બધું કર વગે;
દુ:ખ છે પાપ તણી છાંયા સુખ છે પુન્ય તણી માયા—૫

૪૦
ખેમટો—તાલ દાદરો.

જૂઠું આ જીભ શીદ બોલે—નારાયણી૦
નિંદા કરી આનંદે ડોલે—પારાયણી૦
કારણ નથી કાંઇ પૂછે ન કોઈ કાંઈ વગર બોલાવી તોય બોલે,
સ્વભાવ પડીઓ સ્વાર્થ ન જડીઓ થાય છે તરખલાની તોલે–૧

ઉઠે પ્રભાતથી ચાલે જૂઠાણું તે સંધ્યા સુધી જીગર ખોલે,
જાગૃતનું જૂઠ તે સ્વપ્નામાં ચાલે રાત દીન જૂઠને તોલે-૨
ધર્મ ધ્યાન ધારણા ધારે છે અંગે પુન્યદાન કરી પાપ છોલે,
વ્યવહારે આવીને વાતો કરે જ્યાં પર નિંદા જૂઠ નિત્ય બોલે-૩
વિષનું બિંદુ પડે પય પાકમાં ખાનાર વિષમાં ડોલે,
કિંચિત્ અસત્ય જો વદાય જીભથી ધર્મ નીતિ ધુળમાં રોળે-૪
આયુષ્ય ઓછું થાય જૂઠું બોલ્યાથી જ્ઞાન બધું પડતું ચૂલે,
પરનિંદા કરવાથી પુન્ય ધોવાયે ચુકો ચતુર ધર્મ ચોલે-૫
કરૂણા કરી મા કિલ્મીપ હરજો બાધો આ જીભ ધર્મ ખીલે,
નિંદા અસત્યના મૂળને ઉખેડો સીંચી અમૃતના સલીલે-૬
માયાના બંધ ફંદ કાપો ભવાની મા અંધ છું આપને ખોળે,
શરણે હું અંબે ચરણે છુ તારે હદ થઇ રણછોડ બોલે-૭

## ૪૧

### ખેમટો-તાલ દાદરો.

એક આંખ આ ચોર—બહુચરી૦
જાલીમ કરતી જોર—બહુચરી૦

જોવાનું તે જરા ન જોતી પાપ કરે છે ઘોર,
અદીઠ વસ્તુ જે અવનીમાં તે પર કરતી દોર—૧
રાત દીવસ ઇર્ષામાં રમતી રંગ બતાવે ઓર,
હરઘડી સ્નેહી શત્રુ બનાવી ક્લેશ કરે પ્રતિ પહોર—૨
સુખી કોઇને જોઇને થાતી દુઃખી મચાવે શોર,
આખું અંગ હલાવી નાખે જ્ઞાન હરી કરે ઢોર—૩

નજર પડી કે લાલ થાય તે તપી તપાવે તોર,
વિવાહને વરસીમાં રંગી કરે જબ્બર ધમરોળ—૪
બ્રહ્મ પુરૂષનું સ્થાન પુનિત છે છતાં ચક્ષુ છે નઠોર,
અહંબ્રહ્મનું સ્થાન જાગૃત સ્થળ એ હરહર આ શું જોર—૫
વાસ કરો ભગવતિ મા ભાવે નાચે થનમન મોર,
**હીતા**-વૃત્તિને વિશુદ્ધ કરજો હરજો દોષીત દોર—૬
ભુખ્યા દુઃખીને રંક નિરંતર જોજો ચારે કોર,
સુરતા સાંધી ઝાંખી કર મા કથે વંદી રણછોડ—૭

૪૨

(નહીં ચીજ કોઇ ગળી-એ રાગ.)

મન આ થનગન નાચે—મહુચરી૦
ચમકે ચપળા નભ સાચે—મહુચરી૦

શાસ્ત્ર સિદ્ધાંતે સમજાવું પણ દીલમાં જરા ન રાચે,
મન માગ્યું હરઘડી આપતા એક મુકી બીજુ જાચે—૧
બાલપણામાં લાડે રમાડયું તો પણ થેઇ થેઈ નાચે,
ભોગ ધરાવ્યા જુવાનીમાં બહુ તોય દીવાનું વાંચે—૨
જરા આવીને અચકી ઇંદ્રીઓ તોપણ મન્મથ માંચે,
ધર્મ કર્મને જ્ઞાન ભુલાવે બાલ બનાવે કાચે—૩
પારાથી પણ ચંચળ અધીકું ટકે ન ક્ષણ સ્થળ જાચે,
વીજળીથી પણ વેગ વધારે રોકી શકાય ન ખાંચે—૪
શબ્દ સ્પર્શ રૂપ રસ ગંધને વલખે વળગી વાંચે,
રંગ ઢંગ અનુભવમાં ન આવે ફંદે ફસાવી રાચે—૫

રૂપે છટકે રંગે છટકે સંગે છટકે સાચે,
રંગ સંગને અંગ અનુભવમાં આવી અંગે નાચે—૬
ભાવિ ભેદ અભેદ ભુલાવે ભરમ મર્મ ભૂલ ખાંચે,
વાસ કરો ભગવતી મન ભાવે **રણછોડો** મા યાચે—૭

## ૪૩

## ગરબી.

બલિહારી શ્રી **બહુચર માત** ગુણ હું શા ગાઉં,
જયકારી શ્રી **અંબે માત** નિરખી ખુશી થાઉં—૧
સાધી સમાધી સુર મુનિ સાધક ધરતા હૃદયે ધ્યાન રે,
ધ્યાની જ્ઞાની ધ્યાને લક્ષે તોયે ન આવે ધ્યાન—૨
મહામાયા મહાશક્તિ તુંહી મહા વિદ્યા સાક્ષાત રે,
ધ્યાન ધારણા ધ્યેય જ્ઞાનને ક્ષર અક્ષર વિખ્યાત—૩
માયા ચેતના બુદ્ધિ નિંદ્રા ક્ષુધા છાયા કહેવાય રે,
શક્તિ તૃષ્ણા ક્ષાંતિ જાતિ લજ્જા શાંતિ સોહાય—૪
શ્રદ્ધા કાંતિ લક્ષ્મી વૃત્તિ સ્મૃતિ દયા સુનામ રે,
તુષ્ટિ માતૃકા ભ્રાંતિ બાલા પ્રાણાધાર પ્રણામ—૫
અકળ કળા અવિનાશી અગોચર કલ્પી કળી ન શકાય રે,
કર્તું અકર્તું અન્યથા કર્તું લીલા લક્ષી ન જાય—૬
નેત્તી નેત્તી નિગમ ઉચારે વાણી વિરમી જાય રે,
પુરૂષ પ્રકૃતિ જીવ શિવ શક્તિ આનંદ બ્રહ્મ છવાય—૭
**ગાયંત્રાતિ** રક્ષણ કરતી જે કોઈ ગુણને ગાય રે,
આધી વ્યાધી ટળે ઉપાધી આનંદ રૂપ તે થાય—૮

અજબ અનુભવ અંબાનો મળતો મૌનધરી ધરો ધ્યાન રે,
વિષય નથી તે ઇંદ્રીઓનો કહેતા ન ઉપજે જ્ઞાન—૯
ભાષા જ્ઞાન ને વાદવિવાદથી દુર છે માનું નામ રે,
આત્ર ઉરમી વહો અંબે બહુચર કરી પ્રણામ-૧૦
ગોખમાં બેઠી વિશ્વને જોતી ગુપ્ત નથી કંઇ ધામ રે,
લોચન પ્રાણમાં જીવન જ્યોતિ વિશ્વ વિભુતી વિશ્રામ-૧૧
માને સંભારો જ્યાં સંભારે તમને વ્યાપી વિશ્વે ચોપાસ રે,
જડ ચેતન સ્થાવર જંગમમાં જ્યાં જુઓ ત્યાં વાસ-૧૨
નામ જપ્યા જે ધામ જઇને પામ્યા પદ નિરવાણ રે,
જન્મ મરણના ફેરા ટળીઆ જીવ શિવ રૂપ પ્રમાણ-૧૩
ભવ બંધન આ અંધના છોડો તોડો માયા પાસ રે,
વિનવે તમાચા મારી રણછોડો પામ્યો કષ્ટ ને ત્રાસ-૧૪

૪૪

## શિવ સંગીત નૃત્ય.

અગડ બંબંબબં, અગડ બંબંબંબં,
અગડ બંબંબંબં, અગડ બંબંબબં;
ડીમ ડીમ ડીમ ડીમક વાગે ડમરૂ
નાચે ૐકાર હ્રીં હર હર ગુરૂ—૧
આનંદ ૐમ ૐમ ઐં હ્રીં ક્લીં ૐમ્,
હરહર બંબં ઓમ્ તીગડતાન તોમતોમ;
ધિનકત થૈ થૈ ધિનકત ધિક તામ,
લુપચુપ લુપચુપ તાલં તાં તામ—૨

માયાને બ્રહ્મ નાચે પ્રકૃતિ પુરૂષ નાચે,
આત્મા ઇંદ્રીઓ નાચે ઋતુને દીન નાચે;
જ્યોતિ ને સૂર્ય નાચે ચંદ્રને કળાઓ નાચે,
વિશ્વ ને વિભુ નાચે **મંમાયા શિવ** નાચે—૩
રૂંડમાલ સોહે અંગ જટામાં રાજે ગંગ,
મોહે ઉમા અર્ધંગ સ્વારી વૃષભ રંગ;
કાલરાત્રી મોહરાત્રી મહારાત્રી જંગ,
નાચે **ભુતનાથ** નિત્ય **ભવાની** સંગ—૪
ધિમતકડ ધિમતકડ ધિમતકડ તોમતોમ,
કુન કુન કુન કુન વેણુનાદ વ્યોમ વ્યોમ;
રૂણુ રૂણુ રૂણુ રૂણુ નુપુર બોમ્ બોમ્,
દુમિ દુમિ તામર દુંદુભિ નાદ ૐમ ૐમ—૫
કરે વિષ્ણુ વિરંચી સેવ હરહર મહાદેવ,
**ભોળો** દુનિયાનો એક દેવ જયજય મહાદેવ;
જપો જયજય મહાદેવ ભજો હરહર મહાદેવ,
બોલો બંબં મહાદેવ નમે રણછોડ મહાદેવ—૬

## ૪૫

## બેમદો–તાલ દાદરો.

આ શું કહેવાય નારાયણી—અંબે૦
દુનિયા ગુણ ગાય પારાયણી—અંબે૦
જયજય મા બહુચરી જયજય શ્રી અંબે
નાદ સંભળાય નારાયણી,
ગરીબ તવંગર નાના મોટા સૌ
વંદે પડી પાય પારાયણી—૧

રાતને દીવસ ચાલે નિરંતર
હરઘડી ભજન નારાયણી;
મેવા મીઠાઈ ને અત્તર ફુલ આંગી
અરપી રહે મગન પારાયણી—૨
હેન ભાવ બીનર આવ્યો મા કયાંથી
ગમ ન પડે નારાયણી,
ઘડીઘડી સંઘ ઝુંડ આવે અસંખ્ય મા
જગ્યા ન જડે પારાયણી—૩
આંટીઘુંટી ઘરબાર ને વ્યવહારની
અંતર ઉકલે નારાયણી.
ઘટઘટ વસી મા ઠારે તું પેટને
આનંદે ખેલે પારાયણી—૪
લડતા ઝગડતા આવે મંદીરે
હળી મળી જાય નારાયણી,
દર્શન કરી મા પ્રેમેથી તારા
એક ભાણે ખાય પારાયણી—૫
નામ છે જુદા કામ છે એક મા
અંબા ને બહુચર નારાયણી,
ગોખમાં બેસી એક જુએ છે
બીજી વસે ઉર પારાયણી—૬
બાલને દુઃખી જોઈ બોલાવે એક મા
બીજી ખવરાવે નારાયણી.
દુઃખડા કાપી સુખડા આપે
અંબા ને બહુચર પારાયણી—૭

શિવ ને જીવનો ભેદ જુએ ત્યાં
વ્યવહારે દુઃખ નારાયણી,
અંબા ને બહુચર જુદા જે જાણે
ભાગે ન ભુખ પારાયણી—૮
જીવભાવ મુકી શિવરૂપ થાઓ
તો તો આનંદ નારાયણી,
બહુચર અંબા ત્રિપદાને બ્રહ્મવિદ્યા
જાણો તો રંગ પારાયણી—૯
હું તું મારૂં તારૂં મૂકી શાંતીમાં
સુખે રહો ભાઇ નારાયણી,
દુઃખ પડંતા આવો પારે સૌ
દુઃખ હરે આઇ પારાયણી—૧૦
મા હોય જે ઘરમાં દુઃખ શું બાલને
સુખ સમસ્ત નારાયણી,
જુગ જનેતા હોય જે ઘટમાં
કષ્ટ ન રણછોડ પારાયણી—૧૧

૪૬

(વ્હાલા વેગે આવો રે, દયા દીલે લાવો રે—એ રાગ.)

આનંદે આજ આવો રે (૨)
અંબાના ગુણ ગાવો રે (બહુચરના)
ભીતર પાપો કાપવા હોજી
ચેતનજી ચેતો જીંદગી જળ સમ જાય—આનંદે૦

પગલે પગલે પાપ છે ઢગલે ઢગલે ધુળ,
ડગલે ડગલે છાપ છે ડંખે ધનની શૂળ;
મિથ્યા ધનનો લ્હાવો રે—ભીતર૦ ૧
ઘડી ઘડીમાં આવતી ઘડી ઘડીમાં જાય,
ઘડી ઘડીને ભાગતી ઘડી ઘડી સંધાય;
જૂઠો પ્રીતી દાવો રે—ભીતર૦ ૨
કાળા ધોળા ખુબ કર્યા માર્યા સ્વારથ ધાવ,
આવીને ઉડી ગયું તૂટયા જીગરના દાવ:
ફુલ્યા ફંદે ન ફાવો રે—ભીતર૦ ૩
શક્તિ કળા છે અંગમાં શક્તિ કળા છે નાર,
જ્યોતિ કળા છે પ્રાણમાં વહે વિશ્વ વ્યવહાર;
વંદી શક્તિ માગો રે—ભીતર૦ ૪
મંત્રાધીન મહાદેવ છે તંત્રાધીન છે માત,
જંત્રાધીન આ જગત છે અનુભવી માનો વાત;
દષ્ટી ખોલી જાગો રે—ભીતર૦ ૫
રિદ્ધિ સિદ્ધિ શક્તિ ને લક્ષ્મી આપે અમાપ,
રણછોડ મેં માગ્યું મળે માગો રાખી માપ;
તાગા કરવા લાગો રે—ભીતર૦ ૬

## ૪૭

(નહીં ચીજ કોઈ ગળી—એ રાગ.)

જુલમ કરે છે કાન—અહુચરી૦
ક્ષણમાં હરતા સાન—અહુચરી૦
શબ્દ વિષ જ્યાં પ્રસરે શ્રવણમાં હરે શુદ્ધ ને ભાન,
ક્રોધવન્હી અંગે પ્રગટાવી સળગાવી દે વાન—૧

ડાહ્યો ઘડીમાં ઘેલો થાયે જ્ઞાની થાય અજ્ઞાન,
મન ભરંતા ફેર થાય છે જરા ઘડી ન રહે માન—૨
બે બાજુની વાગે ઢોલકી ઢળી પડે નાદાન,
ઘડી ઘડી જંગે ખુબ રંગે જાન કરે બેજાન—૩
કુંટુંબ કબિલા ઘર મુકી આવ્યા તોય કરે તોફાન,
આસન વાળી અંતર સાધ્યું શબ્દ હરે છે જ્ઞાન—૪
આનંદ ધુન્ય મચે જ્યાં અખંડીત ત્યાં તું બને મસ્તાન,
ફેર કરે છે એકજ ભાણે બેસી આરોગે પકવાન—૫
લ્હેર કરે જ્યાં સુત પિતુ માતા નોખા કરે સંતાન,
ધર્મ ધારણા ધ્યાન કરે જ્યાં અચકાવી દે દાન—૬
મંડળ મળીને માન આપે જ્યાં ત્યાં તું કરે અપમાન,
અંગત રંગત સ્નેહની જ્યાં હોય ત્યાં તું જુએ સ્મશાન—૭
ભજન શબ્દ ભગવતિ સંભળાવો હરી તિમિર અજ્ઞાન,
રણછોડો ચરણે પડીઓ મા શરણું આપો ધરૂં ધ્યાન—૮

૪૮

## પ્રભાતીયું.

બહુચરી બહુચરી બહુચરી બહુચરી
બહુચરી બહુચરી દેવી અંબે !
ઇશ્વરી ઇશ્વરી ઇશ્વરી ઇશ્વરી
ઇશ્વરી ઇશ્વરી આદી અંબે !
મંગલે મંગલે મંગલે મંગલે
મંગલે મંગલે માત અંબે !

ઐં માહેશ્વરી હ્રીઁ વાગેશ્વરી ક્લીઁ
સુરેશ્વરી ૐ અંબે !
બુદ્ધિને આપજો શુદ્ધ કરી સ્થાપજો
પાપને કાપજો દેવી અંબે !
તાપને માપજો શાંતિને છાપજો
વાણીમાં વ્યાપજો દેવી અંબે !
તિમિર અજ્ઞાનને હું અભિમાનને
ક્રોધ મદ કામને બાળો અંબે !
વન્દુ ઋણ છોડ મા ઉભો કરજોડ આ
રંક રણછોડ જય હર અંબે !

૪૯

કલ્યાણ.

એક દીલ એક સંપ આપજો—બહુચરી૦
ઝેર વેર કલેશ કંપ કાપજો—બહુચરી૦
બોલ નીકળતા મુખમાંથી હાજી રાજી થઈ ઝીલનાર આપજો,
આનંદે મલકાવી મુખડું નિરંતર સ્નેહ ભર્યું મનમાં સ્થાપજો–૧
બેસી સુખેથી આંખ મીલાવે સામસામી ખાય એ આપજો,
વાતો કરે છે હૈયા ખોલીને જંપ ભીતરમાં સ્થાપજો–૨
ભગવતી ભાવે લક્ષ્મીને આપે તો શાંતી નીતિ સાથ આપજો,
અંતર ઉમળકા આવે ઉમંગે પ્રીતીની રીતડી સ્થાપજો–૩
સુત ડહાગરો નારી ગુણવંતી પ્રથમ ભુવનમાં આપજો,
ડાહ્યા ડમરામાં હીરા ગીરાને બાંધી સાંધીને સ્થાપજો–૪

ભાવ ભિતરની કીંમત કરનારા સ્નેહી સગા સાથ આપજો,
થુંક પડતાં રૂધીર ઝરે મા મ્હોબ્બતમાં સોબતી સ્થાપજો-૫
ઇસારે વાતડી પરખે જોઈ આંખડી કામ કરનાર નિત્ય આપજો,
જોવું પડે નહી કહેવુ પડે નહીં હીરલા કુટુંબમાં સ્થાપજો-૬
વિરાઓ વિરલા ધીરાઓ ધીરલા પેઢીને તારે એ આપજો,
રણછોડ ધન્ય ધન્ય ધર્મને ધારે પ્રાણદાન દેનાર સ્થાપજો-૭

## ૫૦
## પ્રભાતીયું.

વન્દુ નારાયણી શક્તિ પારાયણી કષ્ટ હારાયણી દેવી અંબે,
ઇશ્વરી વિશ્વની માત માહેશ્વરી બહુચરી મંગલા દેવી અંબે:
ત્રિપદા ત્રિગુણાતિત નિરંજની ભંજની ભવભય દેવી અંબે,
આધ આરાસુરી જય આશાપુરી અન્નપુર્ણા શિવાદેવી અંબે.
કર્મ ભવ પૂર્વના પાપ આ જન્મના જાગી કરતા દહન દેવી અંબે,
અંધ છું બધમાં ફંદમાં હું ફસ્યો તારૂં મારૂં કરી દેવી અંબે;
હુંપણું બાળજો તુંપણું ટાળજો જ્ઞાન શાંતિ ભરી દેવી અંબે,
રંક રણછોડ ના બંધ રૂણ છોડજો તોડજો જન્મ ને મર્ણ અંબે.

## ૫૧
## ખેમટો-તાલ દાદરો.

જ્યોતી છે જાગતી નારાયણી—અંબે૦
જોતી આ વિશ્વને પારાયણી—અંબે૦

આગળ નારાયણી પાછળ નારાયણી ઉંચે નીચે નારાયણી,
ઉત્તર દક્ષિણ જ્યાં નજર કરો ત્યાં વ્યાપી રહી પારાયણી-૧

જ્યાં જ્યાં જાઓ ત્યાં સાથે આવે છે દીલમાં વસી નારાયણી,
સારા ને નરસા છાના ઉઘાડા કરમો નિરખે પારાયણી–૨
ઝેરી ને મીઠી બનાવી જીભને બોલી ઠગો છો નારાયણી,
વિરાજી વાણીમાં વાણી વિલોકે લુલી હલાવો પારાયણી–૩
હાથ હલાવી બોલાવો પ્રેમે ધક્કો મારો છો નારાયણી,
ગરજ સરંતા દુનિયા છે વેરી કરો કક્કો ખરો પારાયણી–૪
ચાલી હાલીને જાઓ જે ઘરમાં તે ઘર ખોદો છો નારાયણી,
બેસવાની ડાળને કાપો જોતામાં સાહસ કરી પારાયણી–૫
જય જય કહી બોલાવે આનંદે જુઓ છો ઝેરથી નારાયણી,
ખાવાને ખાંતેથી આપે જે તમને ખાઈ જાઓ તેને પારાયણી–૬
કરમો નિજ કરથી કાળા કરો છો બની કસાઇ નારાયણી,
પડછંદો વાગે જ્યાં પાપની વાણીનો ગભરાઓ છો પારાયણી–૭
પિંડે બ્રહ્માન્ડે મનની તનમાં છે તેવું દેખો છો નારાયણી,
હાથે તે સાથે આવે રણછોડા હસી રોઇ ભોગવો પારાયણી–૮

૫૨

પદ.

હવે નવ હદ રહી જરી,
બાલ ઉપર નજર કરો અંબે ઈશ્વરી;
જય જય માત બહુચરી,
વૃષ્ટિ કરો અમી દ્રષ્ટી કંઇ કૃપા કરી—૧

ધારી ન ધીર હવે નવ રહે મા દહન દીલડુ થાય,
વેગળાં બેસી હાંસી કરો મા બાલ રંડી મરી જાય—૨

પ્રભાતે જાગવું ખાવું ને જાવું સંધ્યાએ સુવું હાય,
ઉંધા ચત્તા કરી પેટને પોષવું શ્વાન સુખે જીવ જાય—૩
ખાંતિથી ખોબો ભરી ખુબ ભરીએ તોયે ખાલી થઇ જાય,
પાપના પોટલા બંધાવે પેટડા પુન્યને શોધી ખાય—૪
ડગલે ડગલે કીડીઓ મારવી પગલે પગલે પાપ,
ધારી ધુળ મળે છે અંતે છતની છાની ન છાપ—૫
દામ ને લોભમાં ગુંથવા વ્યાજે ચુંથવા નિત્યે ચામ,
મોહના મૂત્રમાં ડુબકા મારતાં ભાલે પજા મદ ડામ—૬
ક્રોધ કરીને દાંતીઆ કરવા તુટી ગઈ લગામ,
માન ને ભાગ્ય ગયું જ્ઞાન ચાલી સો સો કરીએ સલામ—૭
લાખના મટી રાખના બનીઆ ગર્જના ગાંડા ગુલામ,
ફરજે ભુલ્યા કરજે ડુલ્યા અરજે આવ્યા ધામ—૮
દોષના કોપ ન જોશો ભવાની મા અંધ બન્યો હું હરામ,
ગૃહસ્થાઇની ગંધ ભગવતી કાપો રણછોડ જુઓને આમ—૯

# શ્રી ભગવતી પુષ્પાંજલિ સ્તોત્રમ્.

### ઢબ–ઠુમરી.

અયિ ગિરિનન્દિનિ નન્દિત મેદિનિ વિશ્વવિનોદિનિ નન્દ નુતે,
ગિરિવર વિન્ધ્ય શિરોધિનિવાસિની વિષ્ણુવિલાસિની જિષ્ણુનુતે;
ભગવતિ હે શિતિકંઠ કુટુંબિનિ ભૂરિકુટુમ્બિનિ ભૂરિકૃતે,
જય જય હે મહિષાસુર મર્દિનિ રમ્ય કપર્દિનિ શૈલ સુતે ।–૧

સુરવર વર્ષિણિ દુર્ધર ધર્ષિણિ દુર્મુખ મર્ષિણિ હર્ષરતે,
ત્રિભુવન પોષિણિ શંકર તોષિણિ કિલ્મિષ મોષિણિ ઘોષરતે;
દનુજ નિરોષિણિ દિતિસુતરોષિણિ દુર્મદશોષિણિ સિન્ધુ સુતે,
જય જય હે મહિષાસુર મર્દિનિ રમ્ય કપર્દિનિ શૈલ સુતે!–૨

અયિ જગદમ્બ મદમ્બ કદમ્બ વન પ્રિયવાસિનિ હાસરતે,
શિખરિ શિરોમણી તુંગ હિમાલય શૃંગ નિજાલય મધ્યગતે;
મધુ મધુરે મધુ કૈટભ ગંજિનિ કૈટભ ભંજિનિ રાસરતે,
જય જય હે મહિષાસુર મર્દિનિ રમ્ય કપર્દિનિ શૈલ સુતે!–૩

અયિ શતખંડ વિખંડિત રૂંડ વિતુંડિત શુંડ ગજાધિપતે,
રિપુ ગજગંડ વિદારણચંડ પરાક્રમ શુંડ મૃગાધિપતે;
નિજભુજદંડ નિપાતિત ચંડ વિપાતિત મુંડ ભટાધિપતે,
જય જય હે મહિષાસુર મર્દિનિ રમ્ય કપર્દિનિ શૈલ સુતે!–૪

અયિરણ દુર્મદ શત્રુ વધોદિત દુર્ધર નિર્જર શક્તિ ભૃતે,
ચતુર વિચાર ધુરીણ મહા શિવદૂત કૃત પ્રથમાધિપતે;
દુરિત દુરિ હદુરાશય દુર્મતિ દાનવદૂત કૃતાન્ત મતે,
જય જય હે મહિષાસુર મર્દિનિ રમ્ય કપર્દિનિ શૈલ સુતે!–૫

અયિ શરણાગત વૈરિ વધૂવર વરિ વરા ભયદાયકરે,
ત્રિભુવન મસ્તક શૂલવિરોધિ શિરોધિ કૃતામલ શૂલકરે;
દુમિ દુમિ તામર દુદુંભિનાદ મહોમુખરી કૃત તિગ્મ કરે,
જય જય હે મહિષાસુર મર્દિનિ રમ્ય કપર્દિની શૈલ સુતે!–૬

અયિ નિજ હું કૃતિમાત્ર નિરાકૃત ધૂમ્ર વિલોચન ધૂમ્ર શતે,
સમર વિશોષિત શોણિત બીજ સમુદ્દભવ શોણિત બીજલતે;
શિવશિવ શુંભનિશુંભ મહાહવ તર્પિત ભૂત પિશાચ રતે,
જય જય હે મહિષાસુર મર્દિનિ રમ્ય કપર્દિનિ શૈલ સુતે !—૭

ધનુરનુ સંગ રણક્ષણ સંગ પરિસ્ફુરદંગ નટત્ક ટકે,
કનક પિશૃંગ પૃષત્ક નિષંગ રસદ્દભટ શૃંગ હતા બટુકે;
કૃત ચતુરંગ બલક્ષિતિ રંગ ઘટત્બહુ રંગ રટત બટુકે,
જય જય હે મહિષાસુર મર્દિનિ રમ્ય કપર્દિનિ શૈલ સુતે !—૮

સુરલલના તતથેયિ તથેયિ તથાભિ નયોત્તર નૃત્યરતે,
થેઇ થેઈ થેઇઆ થેઇઆ થેઇ થેઇ થેઇ થેઇ નાચત લાસ્યગતે;
ધિમિકટ ધિક્કટ ધિકટ ધિમિધ્વનિ ધીર મૃદંગ નિનાદરતે,
જય જય હે મહિષાસુર મર્દિનિ રમ્ય કપર્દિનિ શૈલ સુતે !—૯

જય જય જપ્ય જયે જય શબ્દ પર સ્તુતિ તત્પર વિશ્વનુતે,
ઝણુ ઝણુ ઝિંઝિ મિંઝિકૃત નૂપુર સિંજિત મોહિત ભૂતપતે;
નટિત નટાર્ધે નટી નટ નાયક નાટિત નાટ્ય સુગાનરતે,
જય જય હે મહિષાસુર મર્દિનિ રમ્ય કપર્દિનિ શૈલ સુતે !—૧૦

અયિ સુમનઃ સુમનઃ સુમનઃ સુમનઃ સુમનોહર કાન્તિયુતે,
શ્રિત રજની રજની રજની રજની રજનીકર વક્ત્રવૃતે;
સુનયન વિભ્રમર ભ્રમર ભ્રમર ભ્રમર ભ્રમરાધિપતે,
જય જય હે મહિષાસુર મર્દિનિ રમ્ય કપર્દિનિ શૈલ સુતે !—૧૧

સહિત મહાહવ મલ્લમ તલ્લિક વલ્લિત રલ્લક મલ્લ રતે,
વિરચિત વલ્લિક પલ્લિક મલ્લિક ઝિલ્લિક ભિલ્લિક વર્ગવૃતે;
સિતકૃત ફુલ્લિ સમુલ્લ સિતારૂણુ તલ્લજ પલ્લવ સલ્લ લિતે,
જય જય હે મહિષાસુર મર્દિનિ રમ્ય કપર્દિનિ શૈલ સુતે!—૧૨

અવિરલ ગંડ ગલન્મદ મેદુર મત્ત મતંગ જરા જગતે,
ત્રિભુવન ભૂષણુ ભૂત કલાનિધિ રૂપ પયોનિધિ રાજસુતે;
અયિ સુદતી જન લાલસ માનસ મોહન મન્મથ રાજસુતે,
જય જય હે મહિષાસુર મર્દિનિ રમ્ય કપર્દિનિ શૈલ સુતે!—૧૩

કમલ દલા મલ કોમલ કાન્તિ કલા કલિતામ લભા લલતે,
સકલ વિલાસ કલા નિલય ક્રમ કેલિ ચલત્કલ હંસ કુલે,
અલિ કુલ સંકુલ કુવલય મંડલ મૌલિમ્દં કુલાલિ કુલે:
જય જય હે મહિષાસુર મર્દિનિ રમ્ય કપર્દિનિ શૈલ સુતે!—૧૪

કર મુરલી રવ વીજિત કૂજિત લજ્જિત કોકિલ મંજૂમતે,
મિલિત પુલિન્દ મનોહર ગુંજિત રંજિત શૈલ નિકુંજ ગતે;
નિજગુણુ ભૂત મહા શબરીગણુ સદ્ગુણુ સંભૃત કેલિતલે,
જય જય હે મહિષાસુર મર્દિનિ રમ્ય કપર્દિનિ શૈલ સુતે!—૧૫

કટિ તટપીત દુકુલ વિચિત્ર મયૂખ તિરસ્કૃત ચંદ્ર રૂચે,
પ્રણુત સુરાસર મૌલિ મણિ સ્ફુર દંશુલ સનખ ચંદ્ર રૂચે;
જિત કનકાચલ મૌલિ પદોર્જિત નિર્ઝર કુંજર કુંભ કુચે,
જયજય હે મહિષાસુર મર્દિનિ રમ્ય કપર્દિનિ શૈલસુતે!—૧૬

વિજિત સહસ્ત્ર કરૈક સહસ્ત્ર કરૈક સહસ્ત્ર કરૈકનુતે,
કૃતસુર તારક સંગર તારક સંગર તારક સૂનુ સુતે;
સુરથ સમાધિ સમાન સમાધિ સમાધિ સમાધિ સુજાતરતે,
જયજય હે મહિષાસુર મર્દિનિ રમ્ય કપર્દિનિ શૈલ સુતે !–૧૭

પદ કમલં કરૂણા નિલયે વરિ વસ્યતિ યોનુ દિનં સશિવે,
અયિ કમલે કમલા નિલયે કમલા નિલયઃસકથંન ભવેત્;
તવ પદ મેવ પરંપદ મેમનુશીલયતો મમકિંન શિવે,
જયજય હે મહિષાસુર મર્દિનિ રમ્ય કપર્દિનિ શૈલ સુતે !–૧૮

કનક લસત્કલ સિન્ધુ જલૈરનું સિંચિનુતે ગુણરંગ ભુવં,
ભજતિ સકિંન શચી કુચ કુંભ તટી પરિરંભ સુખાનુભવમ્;
તવ ચરણં શરણં કર વાણિ નતામર વાણિ નિવાસિ શિવં,
જયજય હે મહિષાસુર મર્દિનિ રમ્ય કપર્દિનિ શૈલ સુતે !–૧૯

તવ વિમલેન્દુ કલંવદનેન્દુ મમહૃદયેન્દુ નૃત્ય ગતે,
કિમુ પુરૂહૂત પુરીન્દુ મુખી સુમુખી ભિરસૌ વિમુખી ક્રિયતે;
મમતુ મતં શિવનામ ધને ભવતી કૃપયા કિમુત ક્રિયતે,
જયજય હે મહિષાસુર મર્દિનિ રમ્ય કપર્દિનિ શૈલ સુતે !

અયિમયિ દીન દયાલુ તથા કૃપયૈવ ત્વયા ભવિતવ્ય મુમે,
અયિ જગતો જનની કૃપયાસિ યયાસિ તથા નુમિતાસિરતે;
યદુચિત મત્ર ભવત્યુરરી કુરૂતા દુરૂતાપ મપા કુરૂતે,
જયજય હે મહિષાસુર મર્દિનિ રમ્ય કપર્દિનિ શૈલ સુતે !–૨૧



# શિવ-કવચ-સ્તોત્ર !

ॐ! નમો ભગવતે સદા શિવાય સકલ તત્ત્વાત્મકાય,
સર્વ મંત્ર સ્વરૂપાય સર્વ યંત્રાધિષ્ટિતાય;
સર્વ તંત્ર સ્વરૂપાય સર્વ તત્વ વિદૂરાય,
બ્રહ્મરૂદ્રાવતારિણે નિલકંઠાય, પાર્વતી મનોહર પ્રિયાય !
સોમ સૂર્યાગ્નિ લોચનાય ભસ્મોધ્ધૂલિત વિગ્રહાય,
મહામણિ મુકુટ ધારણાય માણિક્ય ભૂષણાય;
સૃષ્ટિ સ્થિતી પ્રલય કાલ રૌદ્રાવતારાય,
દક્ષાધ્વર ધ્વંસકાય મહાકાલ ભેદનાય !
મૂલા ધારૈક નિલયાય, તત્ત્વાતિતાય,
ગંગાધરાય સર્વ દેવાધિદેવાય ષડાશ્રયાય;
વેદાંત સારાય ત્રિવર્ગ સાધનાય (યાનંતા)
અનંત કોટી બ્રહ્માન્ડ નાયકાય (યાનંત).
અનંત વાસુકિ તક્ષક કંકોટક શંખકુલિક પદ્મ,
મહાપદ્મે ત્યષ્ઠ મહાનાગ કુલ ભૂષણાય;
પ્રણુવ સ્વરૂપાય, ચિદાકાશાયાકાશદિક સ્વરૂપાય,
ગ્રહ નક્ષત્ર માલિને સકલાય કલંક રહિતાય !
સકલ લોકૈક કર્ત્રે સકલ લોકૈક ભર્ત્રે,
સકલ લોકૈક સંહર્ત્રે સકલ લોકૈક ગુરૂવે;
સકલ લોકૈક સાક્ષિણે, સકલ નિગમ ગુહ્યાય !
સકલ વેદાંત પારગાય સકલ લોકૈક વરપ્રદાય !

સકલ લૌકિક શંકરાય, શશાંક શેખરાય,
શાશ્વત નિજાવાસાય નિરાભાસાય નિરામયાય;
નિર્મલાય. નિર્લોભાય નિર્મદાય નિશ્ચિંતાય,
નિરહંકારાય નિરંકુશાય નિષ્કલંકાય નિર્ગુણાય.
નિષ્કામાય નિરૂપપ્લવાય, નિરવદ્યાય નિરંતરાય,
નિષ્કારણાય નિરંતકાય નિષ્પ્રપંચાય, નિઃસંગાય;
નિર્દ્વંદ્વાય, નિરાધારાય નિરાગાય નિષ્ક્રોધાય,
નિર્મલાય નિષ્પાપાય, નિર્ભયાય નિર્વિકલ્પાય.
નિર્ભેદાય નિષ્ક્રિયાય, નિસ્તુલાય નિસંશયાય,
નિરંજનાય નિરૂપમ વિભવાય, નિત્ય શુદ્ધબુદ્ધ;
પરિપૂર્ણ સચ્ચિદાનંદાદ્વયાય, પરમશાંત સ્વરૂપાય,
તેજોરૂપાય, તેજોમયાય, જયજયરુદ્ર મહારૌદ્ર.
ભદ્રાવતાર મહાભૈરવ કાલભૈરવ કલ્પાંતભૈરવ,
કપાલ માલાધર, ખટ્વાંગ ખડગ ચર્મ પાશાંકુશ;
ડમરૂ, શૂલ ચાપ બાણ ગદા શક્તિ, ભિંદિપાલ,
તોમર મુસલ મુદગર પાશ પરિઘ ભુશુંડી શતઘ્ની.
ચક્રાદ્યાયુધ ભિષણકર સહસ્રમુખ, દંષ્ટ્રા કરાલવદન,
વિકટાટ્ટહાસ, વિસ્ફારિત બ્રહ્માન્ડ મંડલ;
નાગેન્દ્ર કુંડલ નાગેન્દ્ર હાર નાગેંદ્ર વલય,
નાગેન્દ્ર ચર્મધર મૃત્યુંજય ત્ર્યંબક ત્રિપુરાંતક.
વિશ્વરૂપ વિરૂપાક્ષ વિશ્વેશ્વર વૃષભવાહન,
વિષ વિભૂષણ વિશ્વતોમુખ સર્વતો રક્ષરક્ષ;
માં જ્વલજ્વલ મહા મૃત્યુભય મૃત્યુભયં,
નાશય નાશય ચોર ભય મુત્સાદયોત્સાદય.

વિષ સર્પભયં શમય શમય ચોરાન્મારય,
મારય મમ શત્રૂનુચ્ચાટ્યોચ્ચાટ્ય, ત્રિશૂલેન વિદારય;
વિદારય, કુઠારેણ ભિંધિભિંધિ, ખડગેન છિંધિછિંધિ,
ખટવાંગેન વિપોથય વિપોથય, મુસલેન.
નિષ્પેષય નિષ્પેષય, બાણૈઃસંતાડ્ય સંતાડ્ય,
રક્ષાંસિ ભીષય, ભીષયા, શેષભૂતાની વિદ્રાવય;
વિદ્રાવય, કૂષ્માંડ વૈતાલ મારીચ, બ્રહ્મરાક્ષસ ગણાન્,
સંત્રાસય સંત્રાસય મમાભયં કુરૂકુરૂ વિત્રસ્તં.
મામાશ્વાસયા શ્વાસય નરક મહાભયાન્મા મુદ્ધરોદ્ધર,
સંજીવય સંજીવય ક્ષુતૃડ્ભ્યાં મામાપ્યાય.
યાપ્યાયય દુઃખાત્તુરં, મામાનંદયાનંદય શિવકવચેન,
મામાચ્છાદયા, ચ્છાદય મૃત્યંજય ત્ર્યંબક.
... ... ... ... **સદાશિવ નમસ્તે નમસ્તે !!!**

# આરતિ !

ૐ

જય ગંગાધર હર શિવ જય ગિરિજાધીશ—શિવ૦
ત્વંમાં પાલય નિત્ય કૃપયા જગદીશ !
હર હર હર માહાદેવ—૧
કૈલાસે ગિરી શિખરે કલ્પ દ્રુમ વિપિને—શિવ૦
ગુંજતિ મધુકર પુંજે કુંજ વને ગહને—હરહર૦ ૨

કોકિલ કુંજતિ ખેલતિ હંસાવન લલિતા—શિવ૦
રચયતિ કલા કલાપં નૃત્યતિ મુદસહિતા—હરહર૦ ૩
તસ્મિંલ્લલિત સુદેશે શાલામણિ રચિતા—શિવ૦
તન્મધ્યે હર નિકટે ગૌરી મુદસહિતા—હરહર૦ ૪
ક્રીડાં રચયતિ ભૂષાં રંજિત નિજ મીશમ્—શિવ૦
બ્રહ્માદિક સુર સેવિત પ્રણમતિ તે શીર્ષમ્—હરહર૦ ૫
વિબુધ વધૂ બહુ નૃત્યતિ હૃદયે મુદસહિતા—શિવ૦
કિન્નરગાનં કુરૂતે સપ્ત સ્વર સહિતા—હરહર૦ ૬
ધિનકત થૈ થૈ ધિનકત મૃદંગ વાજયતે—શિવ૦
કવણુ કવણુ લલિત્ત વેણુર્મધુરં નાદયતે—હરહર૦ ૭
રૂણુ રૂણુ ચરણે રચયતિ નૂપુર મુજ્વલિતા—શિવ૦
ચક્રાવર્ત્તે ભ્રમયતિ કુરૂતે તાં ધિકતામ્—હરહર૦ ૮
તાંતાં લુપચુપ તાલં મધુરં નાદયતે—શિવ૦
અંગુષ્ઠાં ગુલિનાદં લસ્ય કતાં કુરૂતે—હરહર૦ ૯
કર્પૂર દ્યુતિ ગૌરં પંચાનન સહિતમ્—શિવ૦
ત્રિનયન શશિધર મૌલે વિષધર કંઠ યુતમ્—હરહર૦ ૧૦
સુંદર જટા કલાપં પાવક યુત ભાલમ્—શિવ૦
ડમરૂ ત્રિશૂલ પિનાકં કર ધૃત નૃકપાલમ્—હરહર૦ ૧૧
શંખનિનાદં કૃત્વા ઝલ્લરિ નાદયતે—શિવ૦
નીરા જયતે બ્રહ્મા વેદ રૂચાં પઠતે—હરહર૦ ૧૨
ઇતિ મૃદુચરણ સરોજે હૃદિ કમલે ધૃત્વા—શિવ૦
અવલોકયતિ મહેશં ઇશં અભિ નત્વા—હરહર૦ ૧૩

ફેંડ રચિત ઉર માલા પન્નગ મુપ વીતમ્—શિવ૦
વામ વિભાગે ગિરિજા રૂપં અતિ લલિતમ્—હરહર૦ ૧૪
સકલ શરીરે મનસિજ કૃત ભસ્મા ભરણમ્—શિવ૦
ઇતિ વૃષભ ધ્વજ રૂપં તાપત્રય હરણમ્—હરહર૦ ૧૫
ધ્યાનં આરતિ સમયે હૃદયે ઇતિ કૃત્વા—શિવ૦
રામત્રિ જટાનાથં ઇશં અભિ નત્વા—હરહર૦ ૧૬
સંગિત મેવં પ્રતિદિન પઠનં યઃ કુરૂતે—શિવ૦
શિવ સાયુજ્યં ગચ્છતિ ભક્ત્યાયઃ શ્રુણુતેઃ—હરહર૦ ૧૭

## આરતિ.

અલિ કુલ કોમલ બાલે ધૃત મૌક્તિક માલે,
સ્તનયુગ નિર્જિત તાલે ક્ષીરાં બુદ્ધિ બાલે—
કાશ્મીરાંકિત ભાલે નાસિત ભવ જાલે.
લીલા મર્દીત કોલે શરણાંગત પાલે;
જય દેવી જય દેવી જય માતઃ કમલે,
દ્રુત જાંબુનદ વિમલે સુરનુત પદ કમલે !—૧
કમલ દલાયત નયને શશિ નીભ શુભ વદને,
સિંહ વિરાજીત ગમને હીરા બલિ રદને:
મુનિજન વિરચીત નમને કૃત રાક્ષસ કદને,
કોકીલ મંજુલ ગદને વિષ્ણુરઃ સદને—૨
નાગાર્ઘંકીત મસ્તક ભુવનાવન સક્તે
પ્રાશન ભાજન ખેટાદીક કૃત કર યુક્તે,
કૃત કર વીર નિવાસે રિપુ મર્દન સક્તે;
શુક નાસા સંમ નાસેં તારિત નિજ ભક્તે—૩

અધર વિનિર્જિત બિંબે વિશ્વ સ્તુત રૂપે,
પૃથુત્તર ચારૂ નિતંબે કૃત દાનવ કોપે;
ભ્રૂજીત મન્મથ ચાપે નિજ જનતહૃત તાપે,
દાજી જ્યોતીવિદાન પ્રણમતિત્હત્ત તાપે—૪

## ૫૩

## શ્રી સ્તોત્ર.

### ખેમટો–તાલ દાદરો.

નમું નિરંજની નારાયણી—અંબે૦
પાહિમામ્ પાતુ પારાયણી—અંબે૦

ક્ષમા કર ભગવતિ અંબા ક્ષમાશીલ પરાત્પરે નારાયણી,
શુદ્ધ સત્વ સ્વરૂપીણી પરિવર્જિતે કોપ પારાયણી—૧
ઉપમે તું સર્વ સાધ્વીનાં દેવીનાં દેવ પૂજિતે નારાયણી,
તારા વિના જગત સર્વ મૃત્યુતુલ્ય નિષ્ફલ દીસે પારાયણી—૨
સર્વ સંપત સ્વરૂપ તું સર્વમાં સર્વરૂપીણિ નારાયણી,
રાસેશ્વરી અધિષ્ઠાત્રી દેવી તું તું કલા સ્ત્રી સર્વ પારાયણી—૩
ક્ષીરોદે સિન્ધુકન્યકા મા તું કૈલાસે પાર્વતી નારાયણી,
સ્વર્ગે તું મહાલક્ષ્મી મર્ત્યલક્ષ્મી ભુતલમાં મા પારાયણી—૪
દેવોમાં દેવી સરસ્વતી માતા વૈકુંઠે લક્ષ્મી નારાયણી,
ગંગા તું તુલસી તું સાવિત્રી દેવી બ્રહ્મલોકમાં પારાયણી—૫
કૃષ્ણ પ્રાણાધિ દેવી તું માતા ગોલોકે રાધા નારાયણી,
વંદ્રાવન વન વનમાં વિશ્વરાસે તું રાસેશ્વરી પારાયણી—૬

કૃષ્ણ પ્રિયા તું ભાંડીરે ચંદ્રા ચંદન કાનનમાં નારાયણી,
વિરજા ચંપક વને તું માતા શતશૃંગે સુન્દરી પારાયણી—૭
પદ્માવતી પદ્મવનમાં માલતી માલતી વને નારાયણી,
કુંદવતી તું કુંદવનમાંહી સુશીલા કેતકી પારાયણી—૮
કદંબકાનનમાં કદંબમાલા તું રાજ્યલક્ષ્મી રાજગેહે નારાયણી,
ભુવન ભુવનમાં તું ગૃહલક્ષ્મી રાજે દેવી પારાયણી—૯
પીંડે બ્રહ્માન્ડે ચૌદે ભુવનમાં વ્યાપી શાશ્વત નારાયણી,
વિદ્યા અવિદ્યા માયા પ્રકૃતિ શક્તિ શ્રીરાજે પારાયણી-૧૦
પ્રાણ લોચનમાં જ્યોતિરૂપે તું જીવન જગાવે નારાયણી,
આવ્યો રૂણી રણછોડો મા ચરણે રાખો પારાયણી—૧૧

૫૪

ગઝલ.

નમસ્તેઽસ્તુ મહામાયે શ્રી પીઠે સુરપૂજિતે !
શંખચક્ર ગદા હસ્તે મહાલક્ષ્મી નમું અંબે—૧
નમસ્તે ગરૂડા રૂઢે કોલાસુર ભયંકરિ તું,
સર્વ પાપ હરે દેવી મહાલક્ષ્મી નમું અંબે—૨
સર્વજ્ઞે સર્વ વરદાયી સર્વ દુષ્ટ ભયંકરિ તું,
સર્વ દુઃખ હરે દેવી મહાલક્ષ્મી નમું અંબે—૩
સિદ્ધિ બુદ્ધિ પ્રદે દેવી ભુક્તિ મુક્તિ પ્રદાયિની,
મંત્ર મૂર્તે સદા દેવી મહાલક્ષ્મી નમું અંબે—૪
આદ્ય અંત રહિત દેવી આદ્ય શક્તિ મહેશ્વરી,
યોગ જ્ઞે યોગ સંભુતે મહાલક્ષ્મી નમું અંબે—૫

પદ્માસન સંસ્થિતે દેવી પરબ્રહ્મ સ્વરૂપીણી,
પરમેશિ જગ્તધાત્રી તુ મહાલક્ષ્મી નમું અંબે—૬
શ્વેત અંબર ધરે દેવી નાનાલંકાર ભૂષિતે,
જગત્સ્થિતે જગન્માતા મહાલક્ષ્મી નમું અંબે—૭
સકલ દુનિયા તણું તત્વ સકલ મંત્રો તણું સત્વ,
રટે રણછોડ મહાલક્ષ્મી મહાલક્ષ્મી નમું અંબે—૮

૫૫

ગઝલ.

શ્વેત પદ્માસના દેવી શ્વેત પુષ્પોજ શોભિતા,
શ્વેત અંબર ધરા નિત્યે વન્દુ મા શારદા અંબે—૧
શ્વેતગંધા અનુલેપન શ્વેત અક્ષી સોહે સુન્દર,
શુક્લ વસ્ત્રો દીપે અંગે વન્દુ મા શારદા અંબે—૨
શ્વેત ચંદન ચર્ચિતા વિમળ તું વિશ્વ વરદાયા,
સિદ્ધ ગંધર્વ રૂષિ સ્તવતા વન્દુ મા શારદા અંબે—૩
જગધાત્રી અધિષ્ઠાત્રી તુહી મા સરસ્વતી દેવી,
મળે ભજતાં વિદ્યા સિદ્ધિ વન્દુ મા શારદા અંબે—૪
જપે જેને વિધીશક્ર પદ્મહસ્તા સરસ્વતી શ્રી,
કરો મા વાસ જિવ્હાગ્રે વન્દુ રણછોડ જય અંબે—૫

૫૬

ગઝલ.

પદ્મે પદ્મ પલાશાક્ષિ જયત્વં શ્રીપતી પ્રિયે,
જગન્માતર્મહાદેવી વન્દુ હું માત મહાલક્ષ્મી—૧

દધિ સંસાર તારીણિ નમસ્તુભ્યં સુરેશ્વરી,
દયાનીધે હરિ પ્રિયે વન્દુ હું માત મહાલક્ષ્મી—૨
પદ્માલયે નમસ્તુભ્યં નમસ્તુભ્યં શિવ પ્રિયે,
દુઃખહરની દ્રારીદ્રહરણી વન્દુ હું માત મહાલક્ષ્મી—૩
સર્વભૂત હીન અર્થાય વસુ વૃષ્ટિ સદા કરજો,
જગન્માતર્નમસ્તુભ્યં વન્દુ હું માત મહાલક્ષ્મી—૪
કૃપાવંતી નમસ્તુભ્યં દયાવંતી નમસ્તુભ્યં,
નમું વિશ્વેશ્વરી આદ્ય વન્દુ હું માત મહાલક્ષ્મી—૫
અંતરની વાત મા જાણો દયા દીલમાં કંઇ આણો,
મુકીને મન નજરાણો વન્દે રણછોડ મહાલક્ષ્મી—૬

૫૭

ગઝલ.

નમું ક્ષીર અબ્ધી નંદીની નમું ત્રૈલોક્ય ધારીણી,
શશિ વંદ્ય નમસ્તુભ્યં વન્દુ હું માત મહાલક્ષ્મી—૧
રક્ષ મા હું શરણાંગત છું રક્ષ તું દેવી દેવેશી,
દેવ દેવેશ વલ્લભે મા વન્દુ હું માત મહાલક્ષ્મી—૨
દ્રારીદ્રે ત્રાહી ત્રાહી છું કરો મમપર કૃપાલક્ષ્મી,
ચરણમાં આવીને પડીઓ વન્દુ હું માત મહાલક્ષ્મી—૩
નમું ત્રિલોકની જનની નમું ત્રિલોક પાવની મા,
નમે બ્રહ્માદયો સુર નિત્ય વન્દુ હું માત મહાલક્ષ્મી—૪
જગતઆનંદ દાયીની નમું વિષ્ણુ વિલાસીની,
જગત હિતૈષણી દેવી વન્દુ હું માત મહાલક્ષ્મી—૫
આર્તિ હન્ત્રી નમસ્તુભ્યં રમા સમૃદ્ધિ ભરો મમ ઘર,
છોડી ભવબંધ રણછોડો વન્દુ હું માત મહાલક્ષ્મી—૬

## ૫૮

### ગઝલ.

પદ્મવાસે નમસ્તુભ્યં ચપલાયૈ નમો નમઃ
ચંચલાયૈ નમસ્તુભ્યં વન્દુ હું માત મહાલક્ષ્મી—૧

લલિતાયૈ નમો નમઃ નમઃ પ્રદ્યુમ્ન જનનિ મા,
કરો રક્ષા તમે મારી વન્દુ હું માત મહાલક્ષ્મી—૨

પરિપાલન કરો મારૂં ચરણ તુજ શરણું છે સારૂ,
કમલે કમલાનને દેવી વન્દુ હું માત મહાલક્ષ્મી—૩

ત્રાહી ત્રાહી છું મહાલક્ષ્મી પરિત્રાણ પરાયણ મા,
અભય આપો અધિષ્ઠાત્રી વન્દુ હું માત મહાલક્ષ્મી—૪

પંડીનાથ શોભે નવ સારી ન શોભે ગુણ નર નારી,
ન શોભે શિલ લક્ષ્મી વિણ વન્દુ હું માત મહાલક્ષ્મી—૫

રૂપ લક્ષ્મીથી રાજે છે શીલ લક્ષ્મીથી છાજે છે,
પુરૂષ શ્રીથી બિરાજે છે વન્દે રણછોડ મહાલક્ષ્મી—૬

## ૫૯

### ગઝલ.

અમી દૃષ્ટિની જો વૃષ્ટી મીઠી માનવ તણી સૃષ્ટી,
જીવન શ્રૃંગાર તું લક્ષ્મી વન્દુ હું માત મહાલક્ષ્મી—૧

પાપથી મુક્ત નરનારી હશે મીઠી નજર તારી,
મળે નૃપ માન દરબારી વન્દુ હું માત મહાલક્ષ્મી—૨

હોય ગુણ હિણ જે ગુણવાન શીલહિણ નર બને શિલવાન,
અભાગી થાય ભાગ્યવાન વન્દુ હું માત મહાલક્ષ્મી—૩
ભૂષણ છે રૂપનું લક્ષ્મી, ભૂષણ છે કુલનું લક્ષ્મી,
ભૂષણ વિદ્યાનું છે લક્ષ્મી વન્દુ હું માત મહાલક્ષ્મી—૪
જીવન ભૂષણ છે લક્ષ્મી ભૂષણ છે સર્વનું લક્ષ્મી,
જગત ભૂષણ છે લક્ષ્મી વન્દુ હું માત મહાલક્ષ્મી—૫
નિરાધાર દીન ક્ષુધાતુર છું સાધન હીન રંક આતુર છું,
કૃપા કટાક્ષ કર દેવી વન્દે **રણછોડ** મહાલક્ષ્મી—૬

## ૬૦

### ગઝલ.

તુંહી જનની જગત લક્ષ્મી તુંહી પિતા જગત લક્ષ્મી,
તુંહી ભ્રાતા જગત લક્ષ્મી વન્દુ હું માત મહાલક્ષ્મી—૧
સખા તુંહી જગત લક્ષ્મી તુંહી વિદ્યા જગત લક્ષ્મી,
ત્રાહી ત્રાહી હું મહાલક્ષ્મી વન્દુ હું માત મહાલક્ષ્મી—૨
ત્રાહી ત્રાહી સુરેશ્વરી હું ત્રાહી ત્રાહી જગન્માતા,
દારીદ્રે ત્રાહી ત્રાહી શ્રી વન્દુ હું માત મહાલક્ષ્મી—૩
નમસ્તુભ્યં જગધાત્રી વિધાત્રી મા નમો નમઃ,
ધર્મ ધ્વજે નમસ્તુભ્યં વન્દુ હું માત મહાલક્ષ્મી—૪
સંપતિ દાયીની લક્ષ્મી વિજય વરદાયિની લક્ષ્મી,
દારીદ્ર દધીમાં ડુબ્યો વન્દુ હું માત મહાલક્ષ્મી—૫
હવે ઉદ્ધાર કર સાહી દયા કર દેવી તું પાહી,
નમે **રણછોડ** તો ત્રાહી વન્દુ હું માત મહાલક્ષ્મી—૬

## ૬૧

### ગઝલ.

જનુનિ જગતની જાગો ગ્રાહીમા તંદ્રાને ત્યાગો,
નથી ઘરમાં કંઇ ધાગો વન્દુ હું માત મહાલક્ષ્મી—૧
શરણુ નવ અન્યકો માતા સત્ય છે સત્ય મુજ માતા,
હરિ પ્રિયે કરો શાતા વન્દુ હું માત મહાલક્ષ્મી—૨
સ્તવી મુનિ **અગસ્તે** મા સ્તવે **રણછોડ** જય જય મા,
કરો ઉદ્ધાર મારો મા વન્દુ હું માત મહાલક્ષ્મી—૩
ડુબ્યો સંસારમા માતા ડુબ્યો છું રણમાં માતા,
નથી મા તુજ વિણ ત્રાતા વન્દુ હું માત મહાલક્ષ્મી—૪
ચરણમાં આવીઓ માતા શરણમાં રાખજો માતા,
વરણમાં હું નથી માતા વન્દુ હું માત મહાલક્ષ્મી—૫
નથી બુદ્ધિ હવે મારી નથી શુદ્ધિ હવે સારી,
જપું જીભ નામ ઉચ્ચારી વન્દે **રણછોડ** મહાલક્ષ્મી—૬

## ૬૨

### ગઝલ.

બ્રહ્માણી વૈષ્ણવી ભદ્રા પડ ભુજાં ચતુર્મુખી,
ત્રિનયની તારીણી તુહી વન્દુ હું માત મહાલક્ષ્મી—૧
ત્રિશુલ ધારીણિ શ્રી દેવી સ્તવે સુર શક્રસૌ સેવી,
કથા કોને કરમ કહેવી વન્દુ હું માત મહાલક્ષ્મી—૨
પદ્મ ચક્ર ગદાધારી પીતામ્બર સોહે મા વારી,
નાનાલંકારે બલિહારી વન્દુ હું માત મહાલક્ષ્મી—૩

તેજ પુંજ ધરા ધાત્રી અખીલ તું વિશ્વ અધિષ્ટાત્રી,
વિધી જીવ જગ્ત વિધાત્રી વન્દુ હું માત મહાલક્ષ્મી—૪

આકારે બ્રહ્મરૂપીણી ઑમકારં વિષ્ણુ મોહિનિ,
સિદ્ધિ લક્ષ્મી પરા લક્ષ્મી વન્દુ હું માત મહાલક્ષ્મી—૫

લક્ષ્ય લક્ષ્મી નમોસ્તુતે શક્તિ માલા નમોસ્તુતે,
અમૃતાનંદ નમોસ્તુતે વન્દે રણછોડ મહાલક્ષ્મી—૬

## ૬૩

### ગઝલ.

પ્રથમ્યે ત્ર્યંબકાગૌરી દ્વિતિયે વૈષ્ણવી દેવી,
તૃતિયે કમળા પ્રોક્તા વન્દુ હું માત મહાલક્ષ્મી—૧

ચતુર્થે સુર સુન્દરી શ્રી પંચમે વિષ્ણુપત્ની મા,
ષષ્ઠમાં વૈષ્ણવી તુંહી વન્દુ હું માત મહાલક્ષ્મી—૨

સપ્તમે મા વરા રોહા અષ્ઠમે વરદાયિની,
નવમે ખડગ ત્રિશુલા મા વન્દુ હું માત મહાલક્ષ્મી—૩

દશમે દેવ દેવતા તું એકાદશે સિદ્ધિ લક્ષ્મી મા,
દ્વાદશે લલિતાત્મિકા વન્દુ હું માત મહાલક્ષ્મી—૪

કરો કલ્યાણ જય માતા ભરો શાન્તી નીતિ માતા,
હરો દુઃખ ત્રાસ મમ માતા વન્દુ હું માત મહાલક્ષ્મી—૫

નથી આધાર કંઈ મારો જનેતા તન આ તારો,
ઉભો કરજોડી બિચારો વન્દે રણછોડ મહાલક્ષ્મી—૬

## ૬૪

### ગઝલ.

ઓહો આનંદ મુજ મનમાં અહા શાન્તિ થઇ તનમાં,
જનુની જાગતી જગમાં વન્દુ હું માત મહાલક્ષ્મી—૧
જાણે છે તે બધી તનની માણે છે તે બધી મનની,
આણે છે દીલ દયા જનની વન્દુ હું માત મહાલક્ષ્મી—૨
વાહ વાહ છે ધન્ય ધન્ય એ મા, માતું મા એકજ છે મા,
બીજા સંસારના સૌ વા વન્દુ હું માત મહાલક્ષ્મી—૩
રાજે જે શ્રી પદ્મ વનમાં કદંબ શિખરે ભુવન રાજ્યે,
કુંજરે શ્વેતે અશ્વયુતે વન્દુ હુ માત મહાલક્ષ્મી—૪
યુગલ વૃષે અને યજ્ઞે યૂપ સ્થિતે વિરાજે છે,
શંખમાં દેવકુલે મા વન્દુ હું માત મહાલક્ષ્મી—૫
નરેન્દ્ર ગૃહ ગંગા તીર ગોકુલમાં શ્રી સુહાવે છે,
વસો મા નિત્ય મમ ભુવને વન્દે રણછોડ મહાલક્ષ્મી—૬

## ૬૫

### ગઝલ.

ઘોરરૂપે મહારાવે સર્વ શત્રુ ભયંકરિ મા,
આઈ ભક્તોને વરદાયી ત્રાહિ શરણાગતમ્ વન્દુ—૧
સુરાસુર અર્ચિતે દેવી સિદ્ધ ગન્ધર્વ સેવિતે,
પાપ જડતા હરો દેવી ત્રાહિ શરણાગતમ્ વન્દુ—૨
જટા જૂટ સમાયુક્તે લોલ જિવ્હાન્તકારિણિ,
દ્રુત બુદ્ધિ કરે દેવી ત્રાહિ શરણાગતમ્ વન્દુ—૩

સૌમ્ય ક્રોધ ધરે રૂપે ચંડ રૂપે નમોસ્તુતે,
સૃષ્ટિ રૂપે નમસ્તુભ્યં ત્રાહિ શરણાગતમ્ વન્દુ—૪
જડાનાં જડતાં હન્તિ ભક્તાનાં ભક્ત વત્સલે મા,
મૂઢતા હરો મમ દેવી ત્રાહિ શરણાગતમ્ વન્દુ—૫
હૂં હૂં કરમયે દેવી બલિ હોમ પ્રિયે નમઃ આઇ,
ઉગ્રતારે નમો નિત્યં ત્રાહિ રણછોડ ચર્ણ વન્દુ—૬

## ૬૬

### ગઝલ.

બુદ્ધિં દેહિ યશો દેહિ કવિત્વં દેહિ દેહિ મા.
મૂઢત્વં હર મમ દેવી ત્રાહિ શરણાગતમ્ વન્દુ—૧
તુહી સિદ્ધી તુહી સ્વધા તુહી સ્વાહા સુધા તુહી,
તુહી મા લોક પાવની શ્રી ત્રાહિ શરણાગતમ્ વન્દુ—૨
સંધ્યારાત્રી પ્રભા મૂર્તિ મેધા શ્રદ્ધા સરસ્વતી તું,
યજ્ઞ વિદ્યા મહાવિદ્યા ત્રાહિ શરણાગતમ્ વન્દુ—૩
ગુહ્યા વિદ્યા આત્મવિદ્યા વિમુક્તે ફલદાયિની,
ક્ષીરસાગર સુતા માતા ત્રાહિ શરણાગતમ્ વન્દુ—૪
જગ્તજન લોકની અંબા દેવ દેવો હરિઃ પિતા,
તુહિ વિષ્ણુ જગત વ્યાપ્તં ત્રાહિ શરણાગતમ્ વન્દુ—૫
કથે શું મૂર્ખ ગુણ તારા નથી દીનમાન શુભ મારા.
જપે રણછોડ જપ તારા ત્રાહિ શરણાગતમ્ વન્દુ—૬

## ૬૭

### ગઝલ.

શ્રીમદ સૌભાગ્ય જનનિ મા સ્તવું લક્ષ્મી સનાતની મા,
સર્વે કામ ફલા વ્યાપ્તિ વન્દુ હું માત મહાલક્ષ્મી—૧
સાધનૈક સુખાવહામ સ્મરામિ નિત્ય દેવેશિ,
ત્વયા પ્રેરિત માનસ વન્દુ હું માત મહાલક્ષ્મી—૨
ધરી આજ્ઞા શિરે તુજ મા ભજામિ પરમ ઇશ્વરી મા,
સમસ્ત સંપત સુખદા વન્દુ હું માત મહાલક્ષ્મી—૩
મહાશ્રિયં સમસ્ત કલ્યાણ કરે। મહાશ્રિયમ મમ દેવી,
સમસ્ત સૌભાગ્ય કર આઈ વન્દુ હું માત મહાલક્ષ્મી—૪
મહાશ્રિયં ભજુ માતા જ્ઞાન કરીં મહાશ્રિયમ્,
વિજ્ઞાન સંપન મા સુખદા વન્દુ હું માત મહાલક્ષ્મી—૫
સનાતન વિચિત્ર વાણી કરે। ભુતોમાં મનહરણી,
ગુણાનુવાદ ગાવામાં વન્દુ રણછોડ મહાલક્ષ્મી—૬

## ૬૮

### ગઝલ.

અનન્ત આનંદ સુખદાતા નમું ભૂતિ કરીં હરિ પ્રિય,
સર્વ ભૂતાન્તર સંસ્થિતા વન્દુ હું માત મહાલક્ષ્મી—૧
વિશ્વરૂપા તું ભુતેશ્વરિ શરણ તુજ પાદ પંકજમાં,
નમું આનંદ ધરીશ્રી નિત્ય વન્દુ હું માત મહાલક્ષ્મી—૨
દ્રારીદ્ર દુઃખ અઘહારી નિવારી તમ્ શરણ રાખો,
ચરણમાં આવું મા આજે વન્દુ હું માત મહાલક્ષ્મી—૩

દીનાર્તિ છેદન હેતુ ભૂત કરો કૃપા કટાક્ષ આર્દ્ર,
અમિ દષ્ટિ અભિસિંચન વન્દુ હું માત મહાલક્ષ્મી—૪
સુધા કરૂણા દયા દષ્ટિ કરી અંબે! હરો કષ્ટિ,
કરો મમ રંક ઘર વૃષ્ટિ વન્દુ હું માત મહાલક્ષ્મી—૫
હૃદયગત શોક આ ભવના હરો કષ્ટો સમસ્ત દવના,
શરણુ તવ પદ્મપદ યુગલે વન્દુ રણછોડ મહાલક્ષ્મી—૬

૬૮

વસંત.

શાન્ત્યૈ નમોઽસ્તુ શરણાગત રક્ષણાયૈ,
કાન્ત્યૈ નમોઽસ્તુ કમનીય ગુણાશ્રયાયૈ;
ક્ષાન્ત્યૈ નમોઽસ્તુ દુરિત ક્ષય કારણાયૈ,
ધાત્ર્યૈ નમોઽસ્તુ ધનધાન્ય સમૃદ્ધિદાયૈ!
શક્ત્યૈ નમોઽસ્તુ શશિ શેખર સંસ્તુતાયૈ,
સત્યૈ નમોઽસ્તુ રજનીકર સોદરાયૈ;
ભક્ત્યૈ નમોઽસ્તુ ભવસાગર તારકાયૈ,
મત્યૈ નમોઽસ્તુ મધુસુદન વલ્લભાયૈ.
લક્ષ્મ્યૈ નમોઽસ્તુ શુભ લક્ષણ લક્ષિતાયૈ,
સિધ્ધ્યૈ નમોઽસ્તુ સુર સિદ્ધ સુપૂજિતાયૈ;
ધૃત્યૈ નમોઽસ્તુ સ્ત્વમિત દુર્ગતિ ભંજનાયૈ,
ગત્યૈ નમોઽસ્તુ વર સદગતિ દાયકાયૈ!
દેવ્યૈ નમોઽસ્તુ દિવિ દેવગણા ર્ચિતાયૈ,
ભૂત્યૈ નમોઽસ્તુ ભૂવનાર્તિ વિનાશનાયૈ;
દાન્ત્યૈ નમોઽસ્તુ ધરણીધર વલ્લભાયૈ,
પુષ્ટ્યૈ નમોઽસ્તુ પુરૂષોત્તમ વલ્લભાયૈ!

ઉપેન્દ્ર.

સુતીવ્ર દારિદ્ર વિદુઃખ હન્ત્યૈ,
નમોઽસ્તુતે સર્વ ભયાપ હન્ત્યૈ;
શ્રી વિષ્ણુ વક્ષઃસ્થલ સંસ્થિતાયૈ,
નમો નમઃ સર્વ વિભૂતિદાયૈ!

૭૦

## માલીની.

જયતુ જયતુ લક્ષ્મી ર્લક્ષણાલંકૃતાંગી,
જયતુ જયતુ પદ્મા પદ્મ સદ્મા ભિવન્દ્યા.
જયતુ જયતુ વિદ્યા વિષ્ણુ વામાંક સંસ્થા,
જયતુ જયતુ સમ્યક્ સર્વ સંપત્કરી શ્રી.
જયતુ જયતુ દેવી દેવ સંઘા ભિપૂજ્યા,
જયતુ જયતુ ભદ્રા ભાર્ગવી ભાગ્ય રૂપા.
જયતુ જયતુ નિત્યા નિર્મળ જ્ઞાન વેદ્યા,
જયતુ જયતુ સત્યા સર્વભૂતાન્તરસ્થા.
જયતુ જયતુ રમ્યા રત્ન ગર્ભાન્તરસ્થા,
જયતુ જયતુ શુદ્ધા શુદ્ધ જામ્બૂનદાભા.
જયતુ જયતુ કાન્તા કાન્તિમદ્દા સિતાંગી,
જયતુ જયતુ શાન્ના શીઘ્રમાગચ્છ સૌમ્યે.

ઉપજાતિ.

યસ્યાઃ કલાયાઃ કમલોદ્ભવાદ્યા,
રૂદ્રાશ્ચશક્ર પ્રમુખાશ્ચ દેવાઃ;
જીવન્તિ સર્વેઽપિચશક્ત યસ્તે,
પ્રભુત્વ માપ્તાઃ પરમાયુષસ્તે!

૭૧

## ॥ શિવ અષ્ટોત્તર શત નામ સ્તોત્રમ્ ॥

ગઝલ.

જય શંભો વિભો રૂદ્ર સ્વયંભો જય જય શંકર,
જય ઇશ્વર જય ઇશાન જય જય વન્દુ હરહર શિવ—૧
જય સર્વજ્ઞ જય કામદ નીલકંઠ જય શ્રીદ શ્રીકંઠ,
જય ધૂર્જટે અષ્ટમૂર્તે જય જય વન્દુ હરહર શિવ—૨
અનન્ત મૂર્તે મહામૂર્તે જયાનઘ પાપ હરા અનંગ,
નિસંગા ભંગનાશન જય જય વન્દુ હરહર શિવ—૩
જયત્વં ત્રિદશાધાર ત્રિલોકેશ ત્રિલોચન,
જયત્વં ત્રિપથાધાર જય જય વન્દુ હરહર શિવ—૪
ત્રિમાર્ગ ત્રિભિરૂર્જિત ત્રિપુરારે ત્રિધામૂર્તે,
જયૈકત્રિ જટાત્મક જય જય વન્દુ હરહર શિવ—૫
શશિશેખર શૂલેશ પશુપાલ શિવાપ્રિય શિવાત્મક શિવ,
શ્રીદસુહૃચ્છ્રીશતનો જય, સર્વ સર્વેશ ભૂતેશ હર શિવ !—૬

૭૨

ગઝલ.

ગિરિશ ત્વં ગિરીશ્વર જયોગ્રરૂપ ભીમેશ,
ભવ ભર્ગ જય પ્રભો હરહર વન્દુ જય જય શિવ—૧
જય દક્ષાધ્વર ધ્વસ્ત અન્ધક ધ્વંસકારક,
રૂંડ માલિન્કપાલિત્વં હરહર વન્દુ જય જય શિવ—૨

ભુજંગા જિનભૂષણ દિગમ્બર જય દિશાંનાથ,
વ્યોમકેશ ચિતાંપત્તે હરહર વન્દુ જય જય શિવ—૩
જયાધાર નિરાધાર ભસ્માધાર ધરાધર જય,
દેવ દેવ મહાદેવ હરહર વન્દુ જય જય શિવ—૪
દેવ તેશાદિ દૈવત વન્હિ વીર્ય જય સ્થાણો,
જયા યોનિજ સંભવ હરહર વન્દુ જય જય શિવ—૫
ભવ શર્વ મહાકાલ ભસ્માગં સર્પ ભૂષણ,
ત્ર્યમ્બક સ્થપત્તે રણછોડ હરહર વન્દુ જય જય શિવ—૬

૭૩

## ગઝલ.

વાચાંપત્તિ જગતપત્તિ શિપિવિષ્ઠ વિરૂપાક્ષ,
જયલિંગ વૃષધ્વજ જય જય વન્દુ હરહર શિવ—૧
નિલલોહિત પિંગાક્ષ જય ખટવાંગ મંડન,
કૃત્તિવાસ અહિર્બુદન્ય જયજય વન્દુ હરહર શિવ—૨
મૃડાનીશ જટામ્બુભૃત જગદભ્રાતર્જગન્માન,
જગત્તાત્ત જગદગુરો જય જય વન્દુ હરહર શિવ—૩
પંચવક્ર મહાવક્ર કાલવક્ર ગજાસ્યભૃત,
દશબાહો મહાબાહો જય જય વન્દુ હરહર શિવ—૪
મહા વિર્ય મહાબલ અઘોર ઘોર વક્રત્વં,
સદ્યોજાત ઉમાપત્તે જય જય વન્દુ હરહર શિવ—૫
સદાનન્દ મહાનન્દ નન્દમૂર્તે જય ઇશ્વર,
નામ અષ્ટોત્તર શતં જપે રણછોડ હરહર શિવ—૬

## ૭૪
### ગઝલ.

**સરસ્વતી** ચેતના આઇ હૃદય વાસિની જય માઇ,
પ્રિયં હ્રીં કંદપદ્મ યોનિ વન્દુ મા શારદા અંબે—૧
મતિદા વરદા યશદા સર્વે કામ ફલ પ્રદા,
કેશવ પ્રિયે વિણા હસ્તે વન્દુ મા શારદા અંબે—૨
ઐં ક્લીં મંત્ર પ્રિય તુજ કુમતિ ધ્વંસિની દેવી,
સ્વયં પ્રકાશિની તુહી વન્દુ મા શારદા અંબે—૩
નિરાલમ્બામ્ નિરંજનીમા તિમિરહારીણિ જ્ઞાનદાતા,
આદિત્ય મંડલમાં લીનાં વન્દુ મા શારદા અંબે—૪
જન પ્રિયા દેવી વાગીશ સુ મહોદય સુહાસિની,
આત્માનંદ દર્શયા માસ વન્દુ મા શારદા અંબે—૫
શરદ શશિ સમ તુજ કાંતિ કરો મા સુખ ને શાંતી,
કહી **રણછોડ** હરો ભ્રાન્તી વન્દુ મા શારદા અંબે—૬

## ૭૫
### માલકોષ—હબ.

વન્દુ મંમાયા વાહ તારી માયા,
અજબ જાદુ કાયા ગજબ જાદુ છાંયા—૧
વિવિધ વિશ્વરંગે વિવિધ સંગ અંગે,
દુનિયા બધી આ મા તારી માયા—૨
ઘડીમાં હસાવે ઘડીમાં ફસાવે,
ઘડી સંગ રંગે રસીલી શું કાયા—૩

ઘડી પ્રેમ તરંગે ઘડી વ્હેમ વ્યંગે,
મદન મસ્ત જંગે રમે રંક રાયા—૪
ઘડી આંખ પાણી ઘડી નાક તાણી,
કરે પાણી પાણી મધુરી શી માયા—૫
ઘડીમાં તું રાગે ઘડીમાં વિરાગે,
લગન અંગ લાગે ભજે બ્રહ્મ માયા—૬
ઘડી દે સમાધી ઘડી દે ઉપાધી,
ઘડી આધી વ્યાધી ઘડી રામ રાયા—૭
જય માત માયા જપું માત માયા,
વસા રંક રણછોડ દે મુક્તિ માયા—૮

૭૬

(હવે મને હરી નામનો નેહ લાગ્યો—એ રાગની ઢબ)

**અર્થોમાં ભુંડી ઇંદ્રીઓ ક્યાં સુધી હરખાશો?**
વિષયોમાં ભુડી અંધ બની પસ્તાશો રે—૦

રમી રાત દીન રંગે નાંખ્યું હલાવી,
કાયા મંદીર આ સારૂં;
ચડી મહા મદન જંગે ફંદે ફુલાવી,
ખાખ કર્યું મન મારૂં રે—અર્થોમાં૦

ફરી ભવ ઘર ફેરા થાક્યા ચરણ આ,
હવે પારે જઇને રહો જંપી,
ચોળી ચોળીને ચીકણું કરી હસ્ત નાખ્યું
હવે તાળી પાડો કંપી રે—અર્થોમાં૦

ખાધુ પીધું ને કાઢયું પાર વિનાનું,
હવે ગુદ બંધ થા વિસારી,
પાણી પીને જોખ્યું મુતર ઉપસ્થ તેં,
હવે સમો જાને વિચારી રે—અર્થેમાં૦

હસી હસી આવે સુંધ્યા ધસી ધસી ક્રોધે રૂંધ્યા,
હવે ગુણ શ્રીના ગા વાણી,
કરજોડી કરગરૂ કોડે કર્મેન્દ્રીઓ માડી,
બધું થયું વાને પાણી રે—અર્થેમાં૦

સાચુ ને જૂઠું કંઇનું કોડે કાન સાંભળ્યું,
હવે ભજન સુણ ભેલા,
જૂઠું ખાધુ ને એઠું પીધું જીભલડી,
હવે શીદ કાઢે તું ઘેલા રે—અર્થેમાં૦

સુગંધી જોબન ફુલની સૂંઘી ખુબ નાક તેં તો,
હવે ચરણ સુંઘ શ્રીના માની,
આલિંગન સ્પર્શે સુંદર ત્વચા સુખ પામી,
નિંદ્રા લે મંદીર મન માની રે—અર્થેમાં૦

જોઇ લે જંજાળ જગની જોઇ લે જીવન તારૂં,
જોઇ લે ચક્ષુ જરા જુવાની,
ભવદવની વહી વાંચી વંચાવું તુજને પ્રેમે,
જોજે થાતી દીવાની રે—અર્થેમાં૦

માયા સિન્ધુમાં બિન્દુ સંસાર છે આ,
બિંબ પ્રતિબિંબ વૃત્તિ તારી,
કેડો મનનો મુકી જ્ઞાનેન્દ્રી લય પામો,
અંબામાં ચિત્ત પ્રીત ધારી રે—અર્થોમાં૦
માયાને કાયા સુત બંધુ જાયા,
વૈભવને સાથબી મુકી,
સગા સંબંધી રણછોડ સ્વારથના છતમાં છાંડો
અંબે અંબે ગાઓ ચુકી રે—અર્થોમાં૦

૭૭

(જસોદાના જાયા કાહ્ના સુભદ્રાના વીરા રે—એ રાગ.)

કંચન વરણી કાયા માયા મોહીનીની કાચી રે,
જગદંબા મંમાયા અંબે બહુચરીની સાચી રે;
દુનિયા દરિયે સંતો તરિયા ધર્મ નીતિ વાંચી રે,
ચેતો રે—હાંરે બાપલા—કંચન૦
જૂઠી જીવન રીતડી જૂઠા જગના લોક,
જૂઠી જગની પ્રીતડી જૂઠી પાછળ પોક;
પડદે રોતા ખાય છે એવો મુઆનો શોક,
ચેતો રે—હાંરે બાપલા—કંચન૦
ઘડી હસીને બોલવું ઘડી આંખમાં રોષ,
ઘડી ખાતા ખેલવું ઘડી આવે મન દોષઃ
ઘડી ગર્વે ડોલવું ઘડી હાશ સંતોષ,
ચેતો રે—હાંરે બાપલા—કંચન૦

લોભે જડતી જુતીઓ ક્રોધે જોતા દામ,
મોહે હાથ ધસી મરો જ્ઞાની કુટાવે કામ:
મદમાં માન ગુમાવતા મુખડુ થાતું શામ,
ચેતો રે–હાંરે બાપલા—કંચન૦
જાણી જોઇને કુદવું જાણી કરવું પાપ,
જાણી ફંદે નાચવું જાણી ખાવી થાપ;
ખત્તા ખાતા ખાંતથી લઇ સ્વારથ સંતાપ,
ચેતો રે–હાંરે બાપલા—કંચન૦
સમજે તો આ સમય છે સમજે પામે જ્ઞાન,
સમજી શાંતી સાધીને દુર કરને અજ્ઞાન:
વન્દુ રણછોડ બાહુચરી હજુ ન આવે સાન,
ચેતો રે–હાંરે બાપલા—કંચન૦

૭૮

(દાસ પરે દયા લાવો રે–એ રાગ.)

વહારે વ્હેલા આવો રે—મંમાયા અંબે૦
દુ:ખીને આમ ન તાવો રે—મંમાયા બહુચર૦
કર્મ પાપની પોટો લાધી,
ભવદવ બધન આધી વાધી,
જંજાળે નવ ગભરાવો રે—મંમાયા અંબે૦
ધનના ઉંધા કરી ધંધા,
છતી આંખથી બની મા અંધા,
લોભે લુંટી કર્યો બાવો રે—મંમાયા બહુચર૦

કામ ક્રોધ મદ મોહે ઘેરી,
સગા વ્હાલા સૌ કરીઆ વેરી,
ઝેરી કરી જીંદગી દયા લાવો રે—મં માયા અંબા૦
હરતાં ફરતાં કરૂં પાપો,
લાલચની મારૂં ધાપો,
ખત્તા ખાઇ લીધો પાપ લ્હાવો રે—મં માયા બહુચર૦
થયો દુઃખી પણુ જાતુ ન જૂઠું,
જૂઠે જીવન થયું એઠું,
પટકી શીર વિનવું મયા લાવો રે—મં માયા અંબે૦
બની અંધ નવ જોયું સારૂ,
મનથી વિચાર્યું ન મારૂં,
કર્મે કુટાઇ થયો આવો રે—મં માયા બહુચર૦
ભક્તિ મુક્તિ મા આપો,
ધર્મ નીતિ દીલમાં સ્થાપો,
દેવી દીલ સિન્ધુ કહાવો કહાવો રે—મં માયા અંબે૦
વન્દે રણુછોડો પાપી,
નાંખો ભવ બંધન કાપી,
મારો મા તુજ પર એક દાવો રે—મં માયા બહુચર૦

૭૯

## ધનાશ્રી.

એ ઘડીનો મહેમાન—બહુચર૦
શા કરૂં હું ગુણ ગાન—અંબે૦
ધ્યાન ધરૂં હું જ્યાં અંતરમાં ત્યાં તું ધરતી ધ્યાન,
પગ દઈ ઉતરૂં પારે તારે આવી દેતી સન્માન—૧

ભજન પૂજન કરી ભેટ ધરૂં જ્યાં ત્યાં તું કરતી દાન,
ચોખા ચઢાવું સોને મઢાવે ખુબ કરી સન્માન—૨
કોડી મૂકું તો મહોરો આપે ખુલ્લા લોચન કાન,
કાંકરી સાકર અર્પણ કરતાં મુખ ધરે પકવાન—૩
જેને જે જોઇએ તે આપે ભુખ્યા ન કોઇ મહેમાન,
ખૂણે ખોચરે ખોળી ખવરાવે આપી શુદ્ધ ને સાન—૪.
જાપ જપુ જ્યાં પાપને બાળી દુર કરે અજ્ઞાન,
યાદ કરૂં ડુબતા બળતામાં પ્રકટી બચાવે જાન—૫
બુદ્ધિ બગડતાં પાપ કરંતા આપે તમાચે ભાન,
બાળકના મન મળ દુર કરતી સુરભી વત્સ સમાન—૬
દારીદ્રશમની પાપ વિમોચની અંબે કરૂણાનિધાન,
તારી દયાનો પાર ન આવે ભાવ ભરી ભગવાન—૭
નારદ કીન્નર શિર નમાવી નિત્ય ચિત્ત ગાતા ગાન,
લીલા લક્ષી લક્ષ ન આવે રણછોડ હું નાદાન—૮

૮૦

## ધનાશ્રી.

બળો **સુંઝીનાં** દાન—બહુચરી૦
ટળો એ નર નાદાન—બહુચરી૦

ગાલ બજાવી ગાજે સભામાં આપું આમ હું ખાસ,
વખત આવે લેવા જાતાં પડે અંતરમાં ત્રાસ—૧
વગર બોલાવે વચમાં બોલી આપે કંઇને આશ,
ઉઘાડવાનું પાકીટ આવે બગાડી મોં થાય લાશ—૨

ખાનદાની પેઢીની હોય ન બને મોટા ખાનદાન,
વાતોમાં અધીરાઈ દાખવે કરણી ખર સમાન—૪
બોલીમાં પકડાઇ ગયા તો ધ્રુજી ઉઠે તત્કાળ,
ખાય ન જરીએ ઉંધે ન રાતે પડે પેટમાં ફાળ—૫
ઘરની કુંચી બૈરી પાસે બૈરીના મા ગુલામ,
લુલીને વશ થાના પસ્તાઇ કરવી પડે સલામ—૬
ચલણુ ન ઘરમાં એક પાઇનું બહાર બતાવે દમામ,
વખત આવતાં મોં સંતાડી માથું ખણે હરામ—૭
ચણે પાપ ભીતરમાં ભરપુર લણે લાલચમાં દામ,
ભણે જૂઠ નિંદા મન માની લણે શું આડે જામ—૮
શ્વાન સમા નર ભટકે ઘર ઘર ઘટમાં ભરી અભિમાન,
કરજોડી કહે છે રણછોડ ભગવતી ધરજો કાન—૯

## ૮૧

### ધનાશ્રી.

સખી જીવન પરમાણુ—અહુચરી૦
લે લાખેણા લ્હાણુ—અહુચરી૦

જન્મી જાણ્યું જગમાં તેણે માણ્યું કર્મ ઉપકાર,
મરણુ પણુ તે નરનું ધન્ય છે જોયો દાનનો સાર—૧
જાતે કમાયો જાતે ખાધું જાતે દીધું દાન,
પરમારથ ભવ ભાતુ કરીને ગયો પામી સન્માન—૨
બહાર બજારે હરતાં ફરતાં ખુલ્લા ચક્ષુ કાન,
અંતરમાં અંતરને જોતાં દેતા ખાન ને પાન—૩

આંતરડી રોતી નિરખીને છાના દે ભંડાર,
હૈયે ચાંપી પુન્ય અમૃતની વૃષ્ટી કરે હદપાર—૪
જઇ ખવરાવે ખાંતે રંકને ઉઢાડે ધરી પ્યાર,
આનંદે પંપાળે પિતા સમ ધન્ય વસા અવતાર—૫
પૂર્વે દીધું આ ભવ લીધું પુન્ય કર્યું છે પ્રકાશ,
અનાથ રંકની નાથ ધરી કર ઠાર્યા પેટ લઈ હાશ—૬
પર ઉપકારે પરજન વહારે જોયા ન દીન કે રાત,
મૂઠી વાળીને રંક હૃદયને સંતોષ્યા ભલી ભાત—૭
કરી કમાણી જાણ્યું માણી હાથે આવે સાથ,
આજ કર્યું તે ખરૂં રણછોડા કાલનું જાણે નાથ—૮

૮૨

## ખેમટો–તાલ દાદરો.

મા તે મા તું કહેવાય—નારાયણી૦
બીજો વા સંસારનો વાય—પારાયણી૦

આઇ અખીલ તું આધાર વિશ્વનો ધરા ઉદક રૂપ તારૂં,
બીજ રૂપે સંસારને ધરતી જીવો કહે મા મા મારૂં—૧
અહંમાં હું હું ઇદંમાં આ તું હું તું ત્વંમાં રહ્યો સાર,
પુરૂષ પ્રકૃતિ માયા આનંદ બ્રહ્મ વિદ્યા અવિદ્યા વ્યવહાર—૨
રાગ વિરાગમાં ક્રોધ ને કામમાં મોહને લોભમાં સંસાર,
વૃત્ત નિવૃત્તિ અજ્ઞાન જ્ઞાનમાં આનંદે નાચે થેઇકાર—૩
જુગ જનેતા જય જગદંબા સાગર ઉદર તુજ માત,
મનની મનમાં તનની તનમાં જનની જનમાં વાત—૪

રમે જમે ને નાચે કુદે મા કુસ્તી મસ્તી કરે બાલ,
લઢે વઢે ને મારે કુટે મા તો પણ લેતી સંભાળ—૫
ઘડી ઘડી પગલે ને ડગલે પાપ કરે તો પણુ રોષ ન લગાર,
લપ્પડ થપ્પડ ને લાતે તમાચે મારી કરે માફ નિરધાર—૬
બુદ્ધિની દાતા ધાતા વિધાતા ત્રાતા તું મીઠડી માય,
મારે ને તારે હારે ઉગારે પારે આવે ન દુઃખ થાય—૭
મા મા કહી નામ લે જીભપર તારૂં દુ;ખ આ ભવનું જાય,
જાપ કરંતાં તાપ પાપ પ્રજળે અંબા બહુચર સાચી સાથ—૮
રૂણ ન છોડે મા વિણુ કોઇ મુજ મારે તો મા તુજ એક,
કરજોડી વન્દે રણુછોડો તારો રાખોને મા મુજ ટેક—૯

## ૮૩

(નહીં ચીજ કોઇ ગળી—એ રાગ)

ખાડો ખોદે તે પડે—બહુચરી૦
વાવે કાંટા તે નડે—ઇશ્વરી૦

કરણી તેવી પાર ઉતરણી વાવે તેવું લણે,
કરશો તેવું ભરશો ખાંતે કહેવત દુનિયા ભણે—૧
કહેણી જુદી રહેણી જુદી ઘટમાં ઘાટ કંઈ ચણે,
હાથે કરેલા હૈયે વાગે હણુતાને સૌ હણે—૨
કપટ ચપટ છે કુડ ધુળ છે ધર્મ જય ઉચરે,
પાપ તણો ક્ષય દગો ન કોઇનો જાય નિકંદન ખરે—૩
મુખમાં મીઠું ભીતર જૂઠું રાખી વાત જે કરે,
જેવારો જશ રહે ન તેનો જૂઠો પડી જગ મરે—૪

વચન સાકર વેરી મૂર્ખ તે કુણીએ મધ તો ઘસે,
પાપ ફજેતી થાય લોભમાં શુ કહી લોકો હસે—૫
પડદો રાખી પ્રીત કરે જે પડદે હીત તો હરે,
વીત રાખતા પડદે ભરૂસે ભાણે ધુળ તે ધરે—૬
હૈયે તેવુ આવે હોઠે કહેતાં સત્ય સૌ લડે,
દુનિયા દેખે પાપ પુન્ય ને કર્મે જૂતીઓ જડે—૭
ઉંચેથી પટકાઇને પડતા દેખાદેખી દડે,
કરજોડી **રણછોડ** કહે મા ધાક ન ધરતા ધડે—૮

૮૪

**ધનાશ્રી**

બહુ તારા ઉપકાર—બહુચરી૦
ગણુતા ન આવે પાર—ઈશ્વરી૦

ખાવા ન્હોતું ખાવા આપ્યું કરૂણા અપરંપાર,
હતી આશ નવ એક તણી મા આપ્યો તે ભંડાર—૧
હતું ન કોઈ વિશ્વમાં મારૂં કોઇ ન કરે બરદાસ,
અમીદ્રષ્ટી અંબાની થાતાં દુનિયા બની ગઇ દાસ—૨
સામું ન જોતું દ્રષ્ટી મળતાં આવી કરે સલામ,
ગણના હતી ન જરીએ મારી કહે હવે આવો આમ—૩
યાદ કરતાં અદ્રશ્ય આવી કરતી મા મુજ કામ,
નજર કરી મા મુજપર જ્યાં તે નજર કરે છે તમામ—૪
પારે આવી પાયે પડીઓ આંસુ લાવી આંખ,
કોડે કર સાહીને ઉડાડ્યો અંતર પૂરતું શાખ—૫

પાપ તાપને દહન કરીને હરી લીધું અજ્ઞાન,
આનંદિ કર મુકી શીરપર અંતર ભરીયું જ્ઞાન—૬
પૂર્વ જન્મના કર્મો કાપ્યા આ ભવ હર્યો સંતાપ,
શાંતિ ભક્તિ રગ રગ સીંચી લીધું મનનું માપ—૭
માની તોલે કોઇ નવ આવે ઘડી ઘડી કરતી માફ,
ચુંટી ખણીને ચાનક આપે અદલ તારો ઇન્સાફ—૮
પ્રથમ જન્મ આપ્યો જનનીએ પછી બતાવ્યો બાપ,
તાત લઇ કોડે મા કરથી લાડ કરેજ અમાપ—૯
બાપ બીજો વા જગનો પહેલી મા મીઠી અમૃતધાર,
અનુભવ લઇ કહે છે રણછોડો જપો અંબે જયકાર–૧૦

## ૮૫

### ઐમટો–તાલ દાદરો.

આશું મોટાના વ્યવહાર—નારાયણી૦
ખોટો છે અંતે તો સાર—પારાયણી૦

આંખો છે મોટી મૂંછો છે મોટી વાતો મોટી મોટી બાથ,
મોટાનું જગમાં મોટું બધું છે ખોટો છે પૈસાનો હાથ–૧
બોલવું વ્યંગમાં ચાલવું રંગમાં મ્હાલે રહી સંગમાં ખાસ,
આંટી ઘુંટી કુંડીની અજબ છે શેડ શેડ કહી બનાવે દાસ–૨
અંતરમાં રોતા હસીને વાત કરે આવો કહી મારે છે લાત,
લેવાના જુદા ને દેવાના જુદા બેટા બનીને બને તાત–૩
લ્હેર ઉડે ત્યાં કેર મચાવે કેરમાં વાહ વાહ પોકાર,
ઘરની આપે ન પાઈ બતાવે રૂપીઆ મહોરોની વાત કરે બ્હાર–૪

મનડું જુદું ને તનડું જુદું છે જીભ જુદી જુદી ચાલ,
ઘડીમાં ઘરડા ઘડી જુવાન છે ઘડીમાં નાના અને બાલ—૫
ઘડીમાં ધર્મ કરે ઘડીમાં પુન્ય કરે ઘડીમાં ખુબ કરે દાન,
ઘડીમાં ઘુમતા મંદીરમાં પ્રીતે ઘડીમાં જાય સ્મશાન—૬
હડીએ ચઢયું તે ઓહીયાં કરી દે સોગંદ સુખડી સમ ખાય,
ગીતા છે હાથમાં ગળામાં માળા આવ્યું જે સ્વાહા થઇ જાય—૭
આવો કહી આંગળી ઝાલી બેસારે વિશ્વાસ ન્હાવે નિરધાર,
મુડીના દરીયામાં ડુબકી મારીને મારે મારાને ખુબ માર—૮
ખપ પડે ખંખેરે સગાને લૂંટી લે સ્નેહીનો સાથ,
વખત આવે સુતા વેચી દે બાવજે ભરીને બાથ—૯
બનેવી રંકના થતા લજવાએ સાળા શ્રિમંતના થાય,
તમાચા મોટાના વાગ્યા રણછોડને કોઈ સમાવે ન લ્હાય—૧૦

## ૮૬

### ખેમટો—તાલ દાદરો.

ધ્યાન ધરતાં તુજ ધ્યાન કંઇ આવે—નારાયણી૦
મન કોણ મારૂં આવીને ભમાવે—પારાયણી૦

ન્હાઇ ધોઇ સ્નાન કરી બેઠા નિરાંતે માળા ઝાલીને ભાવે,
જાપ જીભલડી જપે ઉમંગે મન કંઈ રંગ તો બતાવે—૧
શાંતિ ધરીને કર્મેન્દ્રી વશ કરી આંખો મીંચી પ્રેમ દાવે,
જ્ઞાનેન્દ્રી સાથે રકઝક થાતાં કાન કરી સાન તો સતાવે—૨
ઈંદ્રી એકાદશ વશ કરીને નામ ધ્યાન જપતાં તું તાવે,
આવે ઓચિન્તુ કોઇ ધ્યાન ભંગ કરવા ક્યાં છે ક્યાં છે કહી બોલાવે

સાધી સમયને સાંધી જ્યાં સુરતા ચુંક મુકી પેટમાં દોડાવે,
વિઘ્નો પર વિઘ્નો નાંખી સપાટે આમ તેમ ખુબ લડાવે—૪
ભજન પૂજન હું જાણું ન કાંઇ મંત્ર પાઠ કોણ બતાવે?
દયા કરો દીનપર દીન જનની **બહુચર બાળી ભોળી** કહાવે—૫
હતું તે ગયું મા કરમાં રહ્યું ન કંઇ દુઃખીને દુઃખથી દબાવે,
રાત દીન દુઃખમાં દટાઇ ગયો મા મરતાને મારી રિબાવે—૬
કર્મ ભૂલ્યો હું ધર્મ ભૂલ્યો હું ભૂખે ભૂલ્યો દયા નાવે?
શ્રદ્ધા ને જ્ઞાન જોત જોતામાં ચાલ્યાં મારો કહી કો બોલાવે—૭
મંત્રોને જંત્રોની માથાકુટ મૂકી મા મા મા એક મુખ આવે,
મારી તમાચા કરજોડી વન્દે રણછોડો જખમારી હાવે—૮

## ૮૭

### ખેમટો—તાલ દાદરો.

હવે હું બહુ ગભરાયો—હો બહુચરી૦
આમ તેમ ફરૈ રઘવાયો—હો ઇશ્વરી૦

જ્યાં જ્યાં જઉં ત્યાં જોડા પડે મા જ્યાં જ્યાં જોઉં ત્યાં અંગાર,
બળ્યો બળ્યો હું રાતદીન થાઉં શાંતી પામું ન લગાર—૧
મારૂં તારૂં કરી મુઓ મિથ્યા હું મારૂં જડયું ન સંસાર,
હું તું કરી અહંકારે બાઝયો મા લડી વઢી ખાયો મેં ભાર—૨
ઉપર છે આભ ને નીચે છે અવની અધવચ લટકયો તારો બાળ,
સગા વ્હાલા સૌ થુંકીને ચાલ્યા માથે ભમે હવે કાળ—૩
ચંડાળ નીચ ને પાપી પુરો છું જૂઠો લુચ્ચો ને લબાડ,
કસાઇથી પણ કરણી કુડી છે પાપે બાંધી મારી વાડ—૪

જેવો તેવો પણુ બાળ તમારો તારો મારો કે ઉગાર,
જીભે જપું છું મા નામ તમારૂં બહુચર અંબે જયકાર—૫
નામ જપ્યા તે મોક્ષજ પામ્યા એવો છે નામ મહિમાય,
અધમ પાપી કોટી ઉગરીઆ તુજ નામની લઈ સાહ્ય—૬
પૂર્વે ને ચાલુ જન્મના પાપો કર્મો હશે મા અપાર,
વિશ્વ વરદાયિની અંબે તું ચર્ણે શર્ણે આવ્યો છું આ વાર—૭
અધમ ઉદ્ધારીણી પ્રજાળી પાપો હવે આ અધમ ઉદ્ધાર,
આંખે આંસુ ભરી વન્દે રણછોડો વેગે માડી કરો વ્હાર—૮

## ૮૮

### ખેમટો-તાલ દાદરો.

મૂકે મુરખ નવ લાયરી—નારાયણી૦
બણુગાં ફુંકે ન ચઢે પાયરી—પારાયણી૦

ચોકે પડેલાને જોઈ કહે વૈદડો ઉઠાડું પલકમાં આમ,
ગોળી આપે ત્યાં આવ્યો છે જમડો દરદી મુઓ રામ રામ—૧
સટ્ટાના વ્યાપારે ખાધ ખાઈ મુઓ તોપણ ધીરજ દે દલાલ,
દલાલી બેવડી ખાઇને લુંટ્યો બનાવ્યો હાલ હવાલ—૨
ઘરબાર ગીરો કરી કોર્ટે ચઢાવતાં વકીલ આપે ખુબ હામ,
સમન ગુમાસ્તા ભથ્થામાં હારી બેલીફ માગે લાવો દામ—૩
વ્હાલામાં વ્હાલો મિત્ર જે હોય તે નાણું ધીરી થાય કાળ,
ઈજ્જત આબરૂ લુંટે રસ્તામાં સ્વારથની મારીને ફાળ—૪
લાડ લડાવ્યા ઘરાણા લુગડે લાડી મારે મેંણાં પાર,
ચડતીમાં મ્હાલી આનંદ ઉડાવ્યો પડતીમાં આપે ધિઃક્કાર—૫

કાળા ધોળા કરી સ્વાર્થને ઝટકે મારી કરીઆ કંઇ હાર,
લુંટી ઝુંટી બધું આપ્યું બેટાને બેટમજી ઉડાવે બ્હાર—૬
ઉંધા ચતા ધંધા મા કરીઆ આંખો મીંચી પારાવાર,
કોના સારૂ બાંધ્યા પાપના પોટલા કોણ ભોગવશે સંસાર—૭
જુવાની ગઇને દીવાના બનીઆ વીલા પડ્યા છે દેદાર,
તુટી આમન્યાની લગામ સારી કુંચી ગઇ કરથી નિરધાર—૮
કંચન કાયામાં રોગ ભરાણો લંબાણો કર્મે મંદવાડ,
હાડ હાડ મુઆ થઈ ગયા ઘરમાં માંડ્યો ભુંડો ભંજવાડ—૯
તારૂં ન્હોતું તલભાર રણછોડા તોપણ કહેતો મારૂં ખાસ,
હારી જખ મારી કહે છે રણછોડા કોઈ કરે ન બરદાસ—૧૦

૮૯

## બેમદો.

આશું જગતનો ન્યાય—નારાયણી૦
કોણ ભુખ્યો ને કોણ ખાય—પારાયણી૦

પીડાય કોણ ને પૂજા કરે કો કોણ આવે ને કોણ જાય,
કોણ બોલાવે ને કોણ બોલે મા કોણ જુવે છે શું થાય—૧
પાપ પથારીમાં રિબાય શેઠ જ્યાં બ્રાહ્મણ મંદીર પેંડા ખાય,
એક રૂવે ને બીજો હસે મા કોણ પુજે ને કોણ ગાય—૨
શ્રાવણ મહીને વેચાતા લઇને બ્રાહ્મણ ખરીદે ધન સાટ,
પોતે લાડી ને ગાડીમાં મ્હાલે બ્રાહ્મણ કરે ચંડી પાઠ—૩

ઉંધાચતા કરી હાથ મારી આવે ઘર રાતે ઘણો ગભરાય,
પ્રભાતે જાગી બ્રાહ્મણ બોલાવી જમાડીને હરખાય—૪

ગર્વ ધરીને પૈસા વેરે મા આપે ઉમંગે ખુબ દાન,
પોતે જે કરતાં હોય તે કરતા ડરતા ન દીલમાં નાદાન—૫

પૈસામાં પુન્યને માનીને ઘુમતા જુએ ન દીન કે રાત,
લુંટાય તેટલું લુંટે જગતને માને ન ધર્મની વાત—૬

વેપારમાં જાતે ખાવામાં જાતે પહેરવામાં જાતે તૈયાર,
લેવામાં જાતે દેવામાં જાતે જાતે ઉડાવે રંગ બ્હાર—૭

નામ નારાયણીનું આવે જપવાનું બોલાવે બ્રાહ્મણને સાથ,
દાન ને દક્ષણા આપી કહે વિપ્રને ભરજો પ્રભુ સાથે બાથ—૮

ગજબ જુલમ આ અજબ જમાનાનો માને ન સત્ય કોઇ વાત,
પોતાના પુન્ય પાપ પોતે ભોગવવા કર્મ મારે ભાગ્ય લાત—૯

પૈસાથી આઘી ભાવનાની પાસે પ્રકટ નિકટ તારો વાસ,
નજીક નમનતામાં ગર્વથી દોઢ ગાઉ દુર છે મા તું ખાસ—૧૦

આંખોમાં દીનતા નથી મુખ વાણી ન ગદ કંઠ થાય,
બ્રાહ્મણ બેસારો પાઠે સમજાવો એમ શું મા રીઝી જાય—૧૧

પોતાના પંડની ભક્તિને મુખથી પ્રાર્થના જો દીલની જપાય,
પોતાની વાણીમાં કરો કાલાવાલા તો તો કર્મો કંઇક કપાય—૧૨

છાંડી મોટાઇ ને મુકો આડંબર દીલની મા જાણે સાક્ષાત,
કહે છે રણછોડ અનુભવી જાતે જાતે જપો ભલી ભાત—૧૩

૯૦

## ખેમટો.

મા મા મુજ અંતર નાદ—નારાયણી૦
પહોંચે બ્રહ્માન્ડે તને સાદ—પારાયણી૦

અનહદ્ નાદ એ વ્યાપો આ અંગમાં ઓહમ્ સોહમ્ શ્વાસોશ્વાસ,
એ હું તે તું મા અહં બ્રહ્માસ્મિ તત્વમસિ તું પ્રકાશ—૧

નાદ બ્રહ્મ ॐ હ્રીઁ ધુન્ય ઉઠી રહી સત્ય તુહી શૂન્ય સંસાર,
લક્ષ અલક્ષ્યની જ્યોતિ મહા વિદ્યા માયા શક્તિરૂપ સાર—૨

ચિન્મય ચેતના ચિત્તિ પ્રકૃત્તિ ચૈતન્ય રૂપ કહેવાય,
માયા બુદ્ધિ જીવ શિવ પ્રતિબિંબ તું સ્થુલ ને સૂક્ષ્મે જીવાય—૩

દક્ષિણ ચક્ષુ બ્રહ્મ વામ ચક્ષુ તુહી ભ્રકુટી મધ્ય શિવ વાસ,
શિવા સ્વરૂપે તું સુહાવે પિંડે બ્રહ્માન્ડે મહાકાશ—૪

ઘટ ઘટ વ્યક્તિ ભગવતિ શક્તિ અંબે તું પ્રકટ માત,
માયા મોહીની સ્વરૂપ સોહીની દુઃખ દોહીની રળિયાત—૫

મંત્ર એકાક્ષરી બ્રહ્મ સ્વરૂપનો બીજ રૂપ છે ૐકાર,
શક્તિ સ્વરૂપનો મંત્ર એકાક્ષરી હ્રીઁ બીજ છે જયકાર—૬

શાસ્ત્ર પુરાણ ને શ્રુતી વેદાંતનું ગુપ્ત ને મહાગુઢ સત્વ,
ભક્તિ મુક્તિમાં મંત્રોને બીજમાં "મા, મા" છે ઉત્તમ તત્વ—૭

મા મા મા અંબે મા મા બહુચર મંમાયા વિસ્તાર,
જાણી પરમાણી ભણીયો રણછોડ મા મા ઉતારે ભવપાર—૮

## ૯૧

( રામબાણ વાગ્યાં હોય તે જાણે–એ રાગ. )

એક નામ અંબાનુ ભવ દધી તારે,
એક વાર જીભે જપો તો ઉગારે—એક૦

સંસાર આગે બળો ઝળો નિત્યે મારા મોંઘમ માર મારે,
મુખેથી અંબા મા બહુચર કહેતાં શાંતી દઇ જીવ ઠારે–૧

વ્યાપારે બાધ આવી સૂઝે ન રસ્તો અંધ બની અથડાવ જ્યારે,
ઘીનો દીવો કરી અંબાને જપતાં રસ્તો બતાવી ઉદ્ધારે–૨

અકાળે આવ્યો મંદવાડ કારમો વૈરી ને બાળ જીવ બાળે,
આંસુ ભરી આંખ બાધાને લીધી ઇજા ન થાય કોઇ કાળે–૩

ચોર લુંટારા વગડામાં મળીઆ લૂંટતાં જો નામ માનું બોલે,
હજરા હજુર મા પ્રકટી નિરંતર બાળને બેસાડે ખોળે–૪

અગ્નિથી બળતા પાણીમાં બુડતા ઉંચેથી પડતા ઉચ્ચારે,
વિષમ વખતમાં વાઘ વ્યાલ ડસતાં અંબે બોલે ઝેર ઉતારે–૫

પીડા નડે ભીડ ભાગે નારાયણી જુગ જનેતા આવે વહારે,
બાલને ઝીલી હાથપર અંત્રીક્ષ વ્હાલ કરી હેતે ઉગારે–૬

અંબા ભજત હજુ લાજ કોઇની નથી ગઇ આ જુગમાં વ્યવહારે,
પામર અધમ કોઇ કોટી બચાવ્યા નામ માનું રાત દીન પોકારે–૭

આવ્યો રણછોડો રોતો મા ચરણે શરણું ન કોઇ તેનું ધારે,
લાજ જશે જગ મારી જરા તો આવશે ન કોઇ તુજ પારે–૮

## ૯૨
## ખેમટો—તાલ દાદરો.

આ શો ધનનો ઉન્માદ—નારાયણી૦
બધી બુદ્ધિ ને જ્ઞાન બરબાદ—પારાયણી૦

ઘડીએ ઘડીએ મીજાશ જાય અને આવે છણકાઇ ગુસ્સે કરે વાત,
જુએ ના કોણ છે કોની સાથે કરે અપમાન મારીને એક લાત—૧
ધનવાન ડાહ્યા ગરીબો મુરખા આ છે મનનો તો સિદ્ધાંત,
લક્ષ્મીના મદમાં અંધ બનીને ભરે આકાશે ખુબ બાથ—૨
ઉડે આકાશમાં ઉંચુ જુએ છે નીચું ન જુએ દીન રાત,
હવાઇ વાતો ભવની ભવાઇની સવાઇ સાહ્યબી જાત—૩
આપેલું તારૂં મા જુએ ન તારૂં સારૂં નરસું કંઈ સાથ,
હું હું કરીને મહાલે ગગનમાં ઝાલે ન કોઇનો હાથ—૪
ધર્મ નીતિ ને મારી ધક્કે કાઢયા છે ઘરની બહાર,
જોબન મદનના ચમન બગીચે ઉડાવે રંગનો બહાર—૫
ચારે બાજુમાં ચારે પગે કુદે ભવ ચોરે કરી ચાર આંખ,
લાડી વાડી ને ગાડી પ્યાલીમાં રાખજે ઇજ્જત ને શાખ—૬
આવે છે એક દીન ફરતો જગતમાં જુઓ નીચું ધનવાન,
સદા વસંત નથી નથી ઉનાળો ફરતી છે છાંય રાખો ભાન—૭
ઘોડે ચડે ઘોડીઆમાં સુનારો ઘોડે ચઢનાર ઘસે નાક,
ઘડીમાં રંક રાય રાય રંક થાય છે ધરો દીલે કંઈ ધાક—૮
જોબન ને તન ધન ઝાંઝવાના નીર છે આવે સાથે ધર્મ દાન,
પાણીના પુર સમ સાહ્યબી વૈભવ આવી જશે અવસાન—૯
કાળાના ધોળા રાતાના કાળા વીલા પડશે તમવાન,
કરજોડી કહે છે રણછોડ બળદીયો રાખો ખુલ્લા ચક્ષુ કાન—૧૦

૯૩

## ખેમટો—તાલ દાદરો.

જોઇ લે આ ધનના ઢોલ—બહુચરી૦
બંબં વાગે બ્હાર અંદર છે પોલ—બહુચરી૦

તન નથી તેનું મન નથી તેનું ધન નથી તેનું લગાર,
આવ્યો તેવો તે ચાલી જવાનો જેવો અંદર તેવો બ્હાર—૧
ઉપરથી ઉજળો અંદર મેલો બગલો રહેણીનો કહેણી કાગ,
વચનનો રૂડો હૈયાનો કુડો સ્વારથનો લુંડો જુએ લાગ—૨
વૈભવ ગીરો સાહ્યબી ગીરો ઘરબાર ગીરો ગીરો જાત,
છાતી કાઢીને ચાલે બજારમાં વાત કરે મારીને લાત—૩
મૂંછોના આંકડા ઉંચા આકાશમાં રાખી ચલાવે વ્યવહાર,
વિશ્વાસની ગાલ્લી હાંકે દમામમાં સાકર શરાફી વ્હેવાર—૪
ઘરમાં નથી સો ખાતામાં પાંચસો બેન્કોમાં નથી હજાર,
લાખોની વાત કરે શાખ બજારમાં કોણ ગણે દલદાર—૫
મક્કરથી દુનિયા ચલાવે સાહ્યબી ખાઇ સાકર ઘી પકવાન,
બોટલમાં ચાલે હોટલમાં મહાલે ટોટલમાં તાયફા તાન—૬
ખાતામાં ખત છે પત્રામાં પત છે ઇજ્જત બજારે શરાફ,
સરવાળે શુન્ય ને બાકી છે કાલની હુંડી ચીઠી કેશ સાફ—૭
જીગર વાઘનું મહોડું છે ગાયનું હસી વન્દી કરે વાત,
હડીએ ચડયું તે હોઇયાં કરી દે જુએ ન જાત કજાત—૮
વાગે બે બાજુ બોલે બે જીભથી બાંધે ઘડીમાં ફરી પાઘ,
સંભાળી ચાલજો કહે છે રણછોડ દીલમાં પડી ગયા ડાઘ—૯

## ૯૪

## બેમટો.

જીવ આ અજબ ખેલ ખેલે—ભવાની મા૦
ધર્મ નીતિ સત્ય નેવે મેલે—ભવાની મા૦

આ હાથે લીધું આ હાથે દીધું શાખ લખી છે આ હાથ,
વિશ્વાસ ભાણે સ્વાર્થ ભોજનીઆં ખાધાં છે સાથે સાથ—૧
આંખમાં આંખ મળી પ્રીતિ લાલચ ગળી લીધાને દીધા લાખ,
અધારે બેઠા અજવાળે ઉઠ્યા આમન સામન રાખી શાખ—૨
નજરે જોયું ને મનડું મોહ્યું છે બોલાવી કરી છે વાત,
રંગ ઢંગ ઘડી ઘડી બદલીને બોલે આખર બતાવે છે જાત—૩
સાથે હર્યા ને સાથે ફર્યા છો સાથે કર્યા છે વ્યાપાર,
વરસોના વરસો કાઢ્યા છે હેતમાં એક દીનમાં દરબાર—૪
બેઠા તો બેસો બોલ્યા તો બોલો માણ્યા તો માણી જાણો ઠાઠ,
વાંકુ પડે જો વ્યવહારે કાંઈ શીખો અનુભવનો પાઠ—૫
બાંધી તો બાંધી સાંધી તો સાંધી દીલની લાંપીથી જે પ્રીત,
નભાવી રાખો નિજ શીર સાટે નહીં તો છે વિષ ખચીત—૬
મારૂં તારૂં કરી બાંધ્યા છે પોટલા પાપમાં લૂંટ્યા ભંડાર,
કોણ ખાશે ને કોણ ભોગવશે કોણ ખાશે જમ માર—૭
ખત્તા ખાધા પણ મત્તા મળી નહીં ગમ ન પડી દીલ નાદાન,
આંખો મીંચીને જાત ભાત માપી બોલી બગાડ્યું બેભાન—૮
ગજબ દુનિયા જાદુ છે માયા જાદુનો જૂઠો સંસાર,
રણછોડ નામ રૂપ જૂઠું છે તારૂં જૂઠો જીવનનો વ્યવહાર—૯

## ૯૫

## ખેમટો.

મા તું કેમ ન ઓળખાય—અંબે !
અંધારે જીવ અથડાય—અંબે૦

દીકરાને માટે જઇએ પરદેશમાં કન્યા શોધવા કાજ,
વરને ગોતવા દીકરી સારૂ ગામોતરા કરીએ આજ—૧
અજાણ્યા ગામના અજાણ્યા જીવડા લાવીએ ઘરમાં ખાસ,
અજાણ્યા જીવને આપીએ પેટડાં કરીને બેસીએ હાશ—૨
પુત્ર પરિવાર ઘરમાં છે લક્ષ્મી સાહ્યબીનો નહીં પાર,
હેમ ખેમ જાતે સુખી જગતમાં ખાઇ પી ફરીએ બહાર—૩
નોકર ચાકર ઘેર ગાડી મોટર છે આવીને કરે સૌ સલામ,
છીંક આવે જો જરા સરખી તો ખમ્મા ખમ્મા બાપુ આમ—૪
અગ્નિ રસોઇ કરે પાણી વરૂણ ભરે વાસીદુ વા ઘેર વાય,
કુબેર ભંડારી હુકમ ઉઠાવે લક્ષ્મી ચાંપે પ્રીતે પાય—૫
મનથી જે ચ્હાય તેને બાંધે છોડે છે દીલમાં નથી કંઇ ધાક,
ફાવે ત્યાં જાય છે ફાવે ત્યાં ખાય છે વિધિ કાઢે નવ વાંક—૬
વૈભવ ઈંદ્રનો સત્તા છે ઇશ્વરી તોપણ સંતોષ નવ થાય,
પર ઘરના ટુકડા પર ઘરની ચાટો ખાઇ ચાટી ખુશી થાય—૭
દુનિયાના વૈભવે દુનિયાના સુખડે મા તું જરી ન નિરખાય,
શાંતિ ન ચિત્તમાં શ્વાન સમ ફરતા મુખે ન નામ જપાય—૮
ભાગ્યનું પુન્ય પરવારે પલકમાં થપ્પડ જ્યાં લાગે ત્યાં ત્રાસ,
રોતા કકળતા નાચતા કુદતા બોલે મા તારો હું દાસ—૯

ઘડીએ ઘડીએ આંખ આંસુ ભરીને કરગરે આઠે જામ,
માફ કરો મા ભગવતી અંબે વંદે આ રંક જુઓ આમ—૧૦
વિના ચમત્કાર નથી નમસ્કાર દુઃખ વિના નથી સુખ,
છાતીમાં છીદ્ર પડ્યાં નથી ત્યાંસુધી ભાગે ન ભવની ભૂખ—૧૧
તમાચે વંદન ભજન કીર્તન ને ભકિત પૂજન નિત્ય થાય,
ઘણા ગોદા ખાઇ રણછોડો મુર્ખો દુઃખમાં હવે અંબા ગાય—૧૨

૯૬

## એમટો.

આ શું માથાકુટ કામની ?—બહુચરી૦
બધી વાતો સંસારની ન કામની—ઇશ્વરી૦

જૂઠા જીવનના જૂઠા વ્યવહાર છે દીસે સગાઇ નામની,
સૌ સોના સ્વાર્થ સૌ સૌને રૂચે બાજી દીસે સૌ દામની—૧
સગા વ્હાલા સૌ ખાવાપીવામાં નિંદા કરે નિજ ધામની,
જ્યાં સુધી આપીએ ત્યાં સુધી રૂડા સ્વાર્થના સુતને કામની—૨
પોકો મૂકે લોકો પેટના સારૂ ચોકો કરે નિજ કામની,
પૈસાના રાજીઆ પૈસાના છાજીઆ ધનની ધમાલ આ નામની—૩
પોકાર કરે અંતે પુન્ય ને દાનના બૂમો પાડે છે રામની,
નથી નવાઇ આ ભવની ભવાઇ છે કમાઇ દીનને જામની—૪
કરણી તેવી પાર ઉતરણી કરી હશે હૈયે હામની,
હૈયામાં વાગશે હાથનાં કરેલાં ખબર લેશે જમ ચામની—૫
આંખે જોએલું કબુલ કરે નહીં ધાંધલ કરે છે માનની,
ડચકા આવે ત્યાં ભેદને ખોલતાં ઘડીઓ ગણાયે જાનની—૬

મમતા મૂકીને ભજો અંબે મુખ મરણ સુધારે નારાયણી,
વન્દે કરજોડી રણછોડો નિત્યે કષ્ટ કાપે પારાયણી—૭

૯૭

## ખેમટો.

ભાગ્ય તણી બલિહારી—હો બહુચરી૦
હારે પુરૂષાર્થ જખમારી—હો ઇશ્વરી૦

હું કરૂં તું કરે આ કરે તે કરે હુંપદમાં સૌ કરે કામ,
હરતાં ફરતાં કરતાં પાછા પડે પણ લે નવ જીભે તારૂં નામ—૧
હું હું તું તું આ આ તે તે કરે મુખ હુંપદમાં વઢે નકામ,
શોધંશોધા કરી દાંતીઆ કરતા હારી કર્મ કરે સલામ—૨
કર્મ કરે તે કોઈ ના કરશે ફરતા ગુમાને નાદાન,
દોડી દોડીને અધવચ પડે પંથ હાય વૉયમાં બેભાન—૩
નારાયણી જે કરે ખરી તે માને કર્મવાદી વાત,
પુરૂષાર્થવાદી કહે હું કરૂં ખરૂં તે છકે બકી મારે લાત—૪
પુરૂષાર્થ બળમાં સામીલ કરે જો દૈવ બળને મા લગાર,
આગળ વધે આ દુનિયામાં પુરૂષાર્થી વાહ વાહ કહી પોકાર—૫
આવી અભિમાન હુંપણુથી અંબે માનો અનુભવી ખાસ,
ભગવતી પરાયણ અપર્ણ કરો કર્મ તો તો સફળ થાય આશ—૬
વિધાત્રી ભાગ્યની ધાત્રી જીવોની સુખદુઃખ કરમાં લગામ,
પ્રથમ બન્યું પ્રારબ્ધ તમારૂં પછી શરીર બન્યું ધામ—૭
આગળ વધો વ્યવહારમાં દોડી માનો એ પુરૂષાર્થ સાચ,
ઠોકર વાગે અણચિન્તવી પ્રારબ્ધ એ અંબે બોલો નાવે આંચ—૮

ઠોકર વાગે કે અટકો અધવચમાં બંધ પડે જ્યાં વ્યવહાર,
દૈવબળ માનો રણછોડ ત્યાં તો માને સંભારે કામ પાર—૯

૯૮

ખેમટો.

આ શો દુનિયાનો ખેલ—નારાયણી૦
સૌ સૌનો નોંખો છે મેળ—પારાયણી૦

બાપ સાથે દીકરાને બને નહીં બને નવ નારીને નાથ,
અજબ ગજબ રંગ સૌના સંસારે આવે સૌ બાથંબાથ—૧

દીકરી ને માતાના ઢંગ વિલોકો ઘરમાં બને ન ઘડી એક,
મા બાઝે દીકરાને દીકરો મારે મા કંકાશમાં રહે ન નેક—૨

ચોખા ચુલે ચઢે સૌ સૌના નોંખા ચોકા જુદા થાય નિત્ય,
આંખો મીંચી અંધારે લુંટાતા કુટાતા કહીં કહીંને પ્રીત—૩

રાંધી રસોઈમાં ભાણાના અંતર જોઈ લેજો દીલ પ્રતીત,
ભાણાનો અંતર નાણામાં પેઠો નાણાનો વ્હાણે વહે નિત—૪

બાપ ચોરે ને દીકરો ચોરે માતા ચોરે બધું ઠીક,
છૈયા છોકર બેન ભાણેજા ચોરે રાખે ના પ્રભુની બીક—૫

ધોળે દી અંધારૂ માનીને માને જગત આંધળુ ભીંત,
લુંટી ઝુંટી ભરે તીજોરીમાં બધું કુંચી રાખે કમર નિત્ય—૬

ધંટીના દાવ સો સાધે વ્યવહારે ધંટાનો વાગે એક દાવ,
અગ્નિ ખાતો ઘર ખાતર પડે કાં ચોરી કરી મારે ઘાવ—૭

સાંધામાં વાંધા વાંધામાં સાંધા વાંધે વ્હાલા મુકે પોક,
સાંધામાં સંધાયા મામા ને કાકા બંધાયા થોકના થોક—૮
ભુંગળ વિનાની ભવાઈ નિરખો ભવની વહી વંચાય,
રાજી કરાજીથી સુણો સુણાવા લાલચની સાકર વહેંચાય—૯
સદ્ધર મુકેલા અદ્ધર ઉડે કાં બુડે નાણાં હાય બાપ,
હાથ ઘસીને રણછોડ રહેતા પૂર્વનાં પ્રગટ્યાં પાપ—૧૦

૯૯

## ગરબો.

અલબેલી દેવી અંબિકાને વ્હાલથી વધાવું રે,
ઉરની અંદર મંદીર કરાવું ક્ષેમ કલ્યાણીને પ્રેમથી પધરાવું રે—

ચંદન શ્રદ્ધા ચર્ચીએ પ્રેમ પુષ્પની માળ,
સ્નેહ સુગંધી અર્ગજા સ્વીકાર દેવી દયાળ.

મનરૂપી મ્હોર મુકું મુખ આગે મા ચરણે નમાવી શિષ રે,
ષટ રિપુ મહિષ અજા બળી આપું આનંદી દ્યો આશિષ્ય રે;
સેવાનો મેવો નીતિ નૃત્ય સંગીત દીપક જ્ઞાન દીનિશ રે,
શ્રિફળ ફોફળ કુમકુમ અક્ષત ચુંદડી ચીર ચઢાવું રે—૧

ત્રિભુવનજનની તારણી ત્રિપદા ત્રિગુણાતીત,
અચળા આઈ અપરાજીતા આનંદી અવદીત.

કૃપા કટાક્ષથી કષ્ટ નિવારો શક્તિ તમે સુરતાજ રે,
આપો અભય વિજ્યા વરદાયીની જ્ઞાતા ગરીબનિવાજ રે,
ચાચર તારે પુનિત પારે આનંદથી નિત આવું રે—૨

(પિતા પ્રસાદી.)

## ૧૦૦
## ગરબો.

(પુનમ ચાંદનીના ગરબાનો રાગ)

મંગળવદની સમળ સતી આરાસુરી રે,
જેનું ધ્યાન ધરે છે ઇન્દુ ઇન્દ્ર મહેશ,
એવાં અલબેલી અંબાને નિત્ય આરાધીએ રે—૧

ખળદળ છેદન ચંડીકા ચાચરની રમનાર,
આનંદ આપ્યા અમરને પ્રભુતા તારી અપાર.

માર્યો મહીષાસુર અસુર અસી કર ધારીને રે,
રોળ્યા ચંડ મુંડ મહારાક્ષસ દર્પ ઉતારીને રે;
નિવારી શુંભ નિશુંભ પરાક્રમ કીધું પ્રકાશ—૨

નેતિનિગમ ભણે તને અકળ અલૌકિક રૂપ,
પાર ન પામે રૂષિ મુનિ ભદ્રા અનઘ અનૂપ.

વિજ્યા વાઘવાહની વિમળા છો વરદાયની રે,
કંપે ક્રોધે કાળ કરાળ કુમતિ કાત્યાયની રે;
પામે સુખ શાંતિ સેવાથી તારા દાસ—૩

સાવિત્રી શચી પાર્વતી પદ્મા પુરણ કામ,
એક સ્વરૂપ ગુણ કર્મથી પડ્યાં જુજવાં નામ.

બહુચર કાલી તું કૌમારી તું વાગેશ્વરી રે,
ભોગી ભદ્રા તુંજ ભવાની તું સર્વેશ્વરી રે,
પુરો **મહાસુખરામ** તણા મનનો અભિલાષ—૪

## ૧૦૧

### ગરબો.

(પુનમ ચાંદનીનો રાગ)

જય જય બલિહારી વારી હું **આદ્ય અનુચરી** રે,
મા તું નારાયણી પારાયણી પુરણ કામ,
જાણે જગત જનુની તું તો તન મનની બધી રે—૧
 અંતર જાણે અવનીમાં અંતરની અભિરામ,
 અંતરની પુરી કરે ત્રિપદા આડે જામ;
અવિચળ પદ દાતા ભક્તોની ભાવઠ ભાગતી રે,
દૈત્ય દાનવ દહની જગમાં જ્યોતી જાગતી રે;
જોતી જગત ચરાચર બેસી ગોખે ઠામ—૨
 દુઃખ દળદર શમની સદા હરે તિમિર અજ્ઞાન,
 જન્માંતરના કાપતી કર્મ પાપ અભિમાન;
ઉજ્વલ યશવાળી આધાર ધરા આશાપુરી રે,
અન્નપૂરણા દુઃખચૂરણા મદહરણા મા તું શરી રે;
વ્યાપી સચરાચરમાં જળ સ્થળ કરી નિવાસ—૩
 નારદ શારદ શેષ તે ગુણની ગીતા ગાય,
 પરમેષ્ટી પુજન કરે શિવ વિષ્ણુ પદ સ્હાય;
ચરણે આઠે સિદ્ધિ નીધિ નવ શીર નામતી રે,
માના કમળ વદનની કાન્તી સૂર્ય લજાવતી રે;
મહાસુર ત્રિશુળે હરીઓ વિશ્વ સકળનો ત્રાસ—૪

(પિતા મસ્તાની.)

## ૧૦૨

### રાસડો.

(સખી વિરહી જનની પીડ—નો રાગ)

ભાગે ભક્તોની ભિતર ભીડ ભવાની ભોળી ભાગે છે,
રંક પામરની હરવા પીડ રાત દીન જાગે છે—૧

જાણી અંબા અંતરની વાત દયા દીલ આણે છે,
હોય રાત ત્યાં કરે પ્રભાત જાત ભાત જાણે છે—૨

કામ નથી વાણી તણું મન ગો થાયે શાન્ત,
નામ નથી રૂપ રંગનું ભાગે ભવની ભ્રાન્ત;
રહી અદૃશ્ય ભાવિ દાવ જાતે માપે છે,
દયા દીલમાં ભરી છે અગાધ પાપ ઘાવ કાપે છે—૩

મા તે મા છે વિશ્વમાં દીલ સાગર દરિયાવ,
અમી વૃષ્ટિ ભરી દૃષ્ટિમાં બક્ષે જીવન લ્હાવ;
દેવી નિરંજની નારાયણી શ્રૃષ્ટી સૃજાવે છે,
રંક રજની છે પારાયણી લીલા નીરખાવે છે—૪

શક્તિરૂપે રહી જીવમાં શક્તિ કરાવે કામ,
જીવમાં જીવ પેદા કરે શક્તિ જતાં સૌ રામ;
શક્તિ મુક્તિ ભક્તિ સંસારમાં બહુચર કહાવે છે,
જીવન મુક્તિ નિતી રણછોડ અંબા સુહાવે છે—૫

## ૧૦૩

### ખેમટો.

કોને ખબર છે કાલની—બહુચરી૦
કાળ ન ચુકે કો કાળની—ઇશ્વરી૦

બહુ ડોળ્યામાં બહુ દરદ છે મરણ તણી પળ બુરી,
સમજ સાનમાં મમતા મુકી ગળે આવી ગઇ છુરી—૧

અમર જાણે તું અવનીમાં નથી મરવું કો કાળે,
બળી ગયા-તુજથી બહુ બળીઆ કાળ તણી ઘટમાળે—૨.

રાવણ કુંભકરણ દુર્યોધન પગ જેના પાતાળે,
હીરણ્યકશ્યપુ કંસ જરાસંઘ ગિરિ ઉલ્લંઘે ફાળે—૩

જોબન મદમાં નવ કંઇ જાણ્યું ઉટાયા જંજાળે,
આભ ઉંડળમાં લીધું છે એવું ભૂતવત સૌને ભાળે—૪

ખાંચ ખુંચ સંસારની સમજીને ખેલ્યો ખટપટ બહુ ખેલે,
દુનિયામાં કહેવાયો ડાહ્યો માન મમત નવ મેલે—૫

ધન મેળવવા ઘણુંએ ધાયો નોકર ચાકર છે ડેલે,
ઘેર ઇંદ્રનો વૈભવ મુકી જાશો કરતા રામ લે લે—૬

નાના ને મોટા ખુલ્લા રાખી હાથ ખપ્યા સૌ કાળને ગાળે,
કહે છે કૃષ્ણદાસ ગણના શી તારી બહુ જીવીને ભવ બાળે—૭

## ૧૦૪

### ખેમટો.

જ્ઞાન મુરખને ન થાય—નારાયણી૦
દેતાં પોતાનું હોય જાય—પારાયણી૦

આચાર વિચાર સંસ્કાર નથી ઉર ક્યાંથી ત્યાં જ્ઞાન ગૃહાય,
મચ્છ ભોગી બગ મુક્તાફળને ચિત્ત વિષે કેમ ચહાય—૧

જ્ઞાન જરે જ્ઞાનીના ઘટમાં અજ્ઞાને ઉલ્ટી થાય,
મધુર સુધારસ સૌને ગમતો ખર તે ખચિત નવ ખાય—૨

ગેંગો ગંદકીનો ઘુમનારો ફૂલે ન રીઝે કદાય,
પૂર્વ તણા સંસ્કારના બળથી પ્રેમનું પાન કરાય—૩

ધનના કીડા સૌ ધનમાં મરતા ભક્તિ ન કદી કરાય,
અંધ વિષયના વિષયે સડતા વિષય વિષે મરી જાય—૪

માયા અજ્ઞાનમાં માને સૌ મિથ્યા ધર્મ ન ઉરમાં જીવાય,
એક ઘડી પગ વાળી ન કરતા અંબા ન મુખે જપાય—૫

ડગલે ડગલે ખત્તા ખુબ ખાતા સમજે ન ચિત્તમાં જરાય,
વિવિધ વિપત્તિથી ઉગારે બહુચર તોપણ [illegible]થી ચવાય—૬

સંત સમાગમમાં પુર્વના પુન્ય બળે સંગત રંગતમાં રંગાય,
ઘણા ખત્તા ખાઇ રણછોડ કહે જે એના એ રહેતા સદાય—૭

## ૧૦૫

### ખેમટો.

સત્ય નિરંતર તરે—મહુચરી૦
જૂઠા જગમાં મરે—ઇશ્વરી૦

અસત્ય તણું સુખ આંખ જુએ પણ સ્થિર થઇ ના ઠરે,
ઉલટા જન અપરાધી બનીને નફટ નર્કમાં ગરે—૧

ચાર ઘડીનું ચાંદરણું મા એથી અર્થ ન સરે,
મૃગજળ માયા અકળ અસત્યની લંપટ લાલચ ધરે—૨

પ્રપંચનું જર જવાહિર જનને જીવતાં લગી ના જરે,
વ્યર્થ હસાવી સત્ય રડાવી સુખ પથે સંચરે—૩

ચોમાસે ઉભરાય સરિતા પુષ્પ ખીલી મદ ધરે,
ગયો કાળ ગતિ ભંગ બનીને ગુમાન નિજ પરહરે—૪

નળ નૃપતિ પૂર્વે દુઃખ પામ્યો ત્રુઠયા હરી અવસરે,
પુનર પાટ પામ્યો પોતે પણ વન વેઠયું પુષ્કરે—૫

અનહદ દુઃખ વેઠયું હરિશ્ચંદ્રે કામની વેચી કરે,
વિશ્વામિત્ર વિવાદે હાર્યો કરજોડી કરગરે—૬

વિશ્વ વિષે વિશ્વાસ ધરી જન જે સત્ય ધારી ફરે,
અવિચળ સુખ મણીભાઇ કહે પામે વેદ વચન ઉચરે—૭

## ૧૦૬

## બેગડો.

દુનિયા આ કેમ બદલાણી—નારાયણી૦
કર્મની ગતિ નવ જાણી—પારાયણી૦

એનો એ હું છું એનું એ ઘર છે એની એ ઘરમાં નારી,
એના એ છૈયા છોકરા વસ્તાર છે જુદો વ્યવહાર બલિહારી-૧
એના એ વ્હાલા એના એ સગા છે એના એ મિત્ર સુખકારી,
એનો એ હું ને એના એ મારા પણ અગ્નિ ઝરે આંખ કારી-૨
ખોળે ખવરાવ્યું માગ્યું ધરાવ્યું ચોર્યો ન જીવ કાંઈ વિચારી,
હવે બોલાવતાં લાજ આવે છે પૂંઠ બતાવે પીટકારી-૩
વૈભવ જતાં ઓશિયાળો હું છું ભલે બન્યો રંક ભીખારી,
સાથમી ફુલી તો મારી ફુલી છે નથી તેમને પડી કંઈ મારી-૪
ખાધું પીધું સાથે લ્હેર ઉડાવી દોડાવી ગાડી છડી સ્વારી,
વરસોના વરસો આનંદ ભોગવ્યો માથે પડતા ભાગ્યા દુર મારી,-૫
લીધી ન પાઇ એક માગું ન પાઇ એક છતાં શરમાતા અવિચારી,
સવાર સાંજે સાથે ફરતા જે નથી મળતા મહીને પ્રીત ધારી-૬
આવો આવો કહેતાં મુખ મલકાતું હવે આંખ મીંચે મન મારી,
આશું થયું મા શું શું ગયું મા ચાલી ચાલાકી હુંશિયારી-૭
એનો એ હું મા તેજ હતું તુજ બધી લીલા હતી બહુચર તારી,
છત્ર ને શરણું શિરપર છાજે રાજે અંબા ઉરમાં મારી-૮
ભૂલ્યો હું ભવમાં ભુલી તું મુજને બન્યો છોરૂ કછોરૂ જખ મારી,
માતા કુમાતા કોઇ કાળે ન થાય મા નમે શંભુછોરૂ તમારા મારી.

## ૧૦૭

### ( ધનાશ્રી ઢબ )

ક્યાંથી આવ્યા ને ક્યાં જઇશું—અંબે૦
કોના છીએ ને કોના થઇશું—અંબે૦

કંચન શી કાયા કંચનની માયા જીતમાં છાંડી હવે ક્યાં રહીશું,
સગાને વ્હાલા બાલગોપાલા માંડીને વાડી ક્યાં સહીશું–૧

સ્નેહી સંબંધી મિત્રો સાથી મુકીને હાય ક્યાં વસીશું,
પિતા ને માતા ભગની ને ભ્રાતા ચુકીને સાથ ક્યાં ખસીશું–૨

સુંદર હવેલી સુંદર નવેલી નારી મુકીને ક્યાં સુઇશું,
લક્ષ્મીના દાવા જોબનના લ્હાવા ચુકીને આવા ક્યાં લઇશું–૩

હું ને તું તારૂં ને મારૂં તરછોડી હાય મૂંગે મોંઢે ક્યાં બકીશું,
છાતીના બંધ ના છુટે છું અંધ હા તેડું આવ્યું કેમ ચૂકીશું–૪

ગાડીમાં ભમતા લાડીમાં રમતા જમતા મિષ્ટાન આ થયું શું,
છાતી કાઢીને આંખ ફાડીને ફરતા હરતા બધું ગયું શું–૫

કાળ ઝપાટે પડીઆ સપાટે બિછાને બેભાન બન્યું શું,
દેહગાત્ર તુટ્યાં અંગબંધ છુટ્યાં જમડે લુંટ્યા હવે રહ્યું શું–૬

જ્યાંથી આવ્યા ત્યાં જઇશું નનામીમાં સુખે સ્મશાનમાં પડીશું,
કોઇના નથી ને કોઇના ન થઇશું સગાં રોતાં જોઇ રડીશું–૭

હાથે કર્યું ન કંઇ સાથે આવીન પછ કર્મે જૂતીઓ હાજડીશું,
પુન્ય ને દાનમાં સમજ્યો ન જ્ઞાનમાં ધ્રુમ્યો ગુમાનમાં લડીશું–૮
મિથ્યા વ્યવહાર આ મિથ્યા સંસાર આ મિથ્યા ભ્રમણામાં ભમીશું,
મારૂં છે મિથ્યા મિથ્યાની હત્યા માથે વ્હોરીને ધ્રુમીશું–૯
મારા ન સારા કદી ન કહેશે ન્યારા સૌ નરકે સડીશું,
બાજી સંસારની રણછોડ આવી સમજી તૈયાર કર ઘડી શું!–૧૦

## ૧૦૮

## ગરબી.

આનંદે આવો અંબાને ગાવો
આજ અદ્વૈત દ્વૈત બ્રહ્મ એક છે!
નામ જુદા અને રૂપ જુદા પણ
કામ સમસ્ત નામ એક છે—૧

બ્રહ્મા ને શિવ એક વિષ્ણુને શિવ એક
બ્રહ્મા વિષ્ણુ ને શિવ એક છે,
એકજ બ્રહ્મના કાર્ય તો ત્રણ છે
ત્રણમાં કારણભૂત એક છે—૨

સૃજે તે બ્રહ્મા પાળે તે વિષ્ણુ
સંહારે શિવરૂપ એક છે,
એકજ બ્રહ્મને વિધિ કહો કાં હરી
કહો કાં શિવ કહો અંતે સૌ એક છે—૩

જૂજવા જૂજવા નામ ને રૂપ છે
પણ નામ રૂપમાં કામ એક છે,
ઘટ ઘટ વ્યક્તિ ભક્તિ પ્રમાણે
જુક્તિથી ઓળખે એક છે—૪
શિવ કરે તે શંકર આનંદ રૂપ
અલખ આદી બ્રહ્મ એક છે,
પિંડે બ્રહ્માન્ડે ગોચર અગોચર
ઓહમ્ સોઽહમ્ શિવ એક છે—પ
લોચન પ્રાણની વહન શક્તિ શ્વાસ
જ્યોતિ કલારૂપ એક છે,
ઇડા પિંગલા સુષુમ્ના મહાવિદ્યા
બ્રહ્મ વિદ્યા ચેતના એક છે—૬
સરસ્વતી મહાલક્ષ્મી મહાકાલી
માયા આનંદ શક્તિ એક છે,
બ્રહ્મા સરસ્વતી લક્ષ્મી વિષ્ણુ ને
મહાકાલી શિવરૂપ એક છે—૭
ચિત્તી ને ચેતના માયા ને પ્રકૃતિ
મંમાયા રૂપે એક છે,
બહુચર મહાલક્ષ્મી અંબા મહાકાલી
માતા સ્વરૂપે એક છે—૮
અદ્વૈત આનંદ બ્રહ્મ શિવ ભવાની
શક્તિ પ્રકૃતિ એક છે,
કરજોડી વન્દે રણછોડ નિત્યે
માયા ને બ્રહ્મ સૌ એક છે—૯

॥ ૐ ॥

શ્રી ભગવતીની

પરમ કૃપા અને આજ્ઞાથી

શ્રી ગીત માળા

સંપૂર્ણ થઈ.



# આરતી.

(પિતા પ્રસાદી)

જય મહિષાસુર મર્દીની જય અંબે દેવી—મા૦
તેત્રીશ ક્રોડે શેવી * સુખદાતા એવી!
જય જય જય દેવી—

અનેક રૂપે માત માયા વિસ્તારી—મા૦
શક્તિ સદા સુખકારી ભગવતિ ભયહારી—જય૦

ત્રિભુવન તારિણી તુજ જય જય જગજનની—મા૦
સર્વાન્તરની જાણો આશ પુરો મનની—જય૦

પાંગુળની પ્રતિપાળ અંબા અસુગારી—મા૦
શુંભ નિશુંભ વિદાર્યા અકળ કળા તારી—જય૦

ત્રિભુવન કેરૂં તત્વ ત્રિપદા ગાયત્રી—મા૦
શિવ શિવા હરી લક્ષ્મી બ્રહ્મા સાવિત્રી—જય૦

એક રૂપ નહીં ભિન્ન મંમાયા મોટી—મા૦
વિશ્વંભરી શ્રી વિજયા વિજય કર્યા કોટી—જય૦

આરતની આ આરતી ઉર અંગિકારી—મા૦
બાળક ગણી મહાસુખને ભવ દધીલે તારી—જય૦

સ્વર્ગસ્થ પિતાશ્રી
મહાસુખરામ નરભેરામ કવિ,

## આરતી.

(પિતા પ્રસાદી.)

ૐકારેશ્વર શંભુ જય મંગળ રૂપા—શિવ૦
આદી અકળ અનુપા સકળ ભૂવન ભૂપા—૦
હર હર હર મહાદેવ—૦
વિમળ વિકાર રહીત વિજયી વિશ્વેશ્વર—શિવ૦
શશાંક શેખર શંકર ધુર્જટી અચળેશ્વર—હર૦ ૧
સદાનંદ સુખકંદ જય જગદાધારા—શિવ૦
અજર અમર કર તારા ભયહર ભર્તારા—હર૦ ૨
નેત્તિ નિગમ પુકારે પ્રભુતા પરમ પ્રભુ ધારી—શિવ૦
સર્વ શક્તિવત્ સ્વામી ગહન ગતિ તારી—હર૦ ૩
કાળ તાણુ પણુ કાળ દયાનીધિ દેવા—શિવ૦
કર્તું અકર્તું અન્યથા કર્તું છો એવા—હર૦ ૪
ધિમિકિતિ ધિગિધિન ધિનધિન ધિન મૃદંગ મધુર વાગે-શિવ૦
ધિગિત ધિગિત ધીગીતત્તથા આનંદ ઉરજાગે—હર૦ ૫
ડમરૂ ડિમ્ ડિમ્ ઝરઝર ઝર્ઝરી ઝાલર નાદ કરે—શિવ૦
ધિકત્તામ ધીધીકીટ ધુમકીટ થેઇથેઇ મોદ ભરે—હર૦ ૬
જ્યોતીર્મય જગદીશ વંદન કરૂં ઇશા—શિવ૦
મહાસુખ મુક્તિ પદારથ દ્યો ચરણે શીશા—હર ૭

સ્વર્ગસ્થ પિતાશ્રી
મહાસુખરામ નરભેરામ કવિ.

## ॥ જય અંબે ॥

---

### વિહાયગીરી.

પદ.

આવ્યા આનંદે અમે ચાલશું—જય અંબે અંબે !
માલ્યા દુનિયામાં હવે હાલશું—જય અંબે અંબે !
બોલ્યું ચાલ્યું ન દીલમાં આણજો—જય અંબે અંબે !
ભાવિના સુખ ભવમાં માણજો—જય અંબે અંબે !
માયાના બંધ લાગ્યા બધ રે—જય અંબે અંબે !
છેવટના છુટયા રે સંબંધ રે—જય અંબે અંબે !
સાથે બેઠા તો બેસી જાણજો—જય અંબે અંબે !
સાથે ઉઠયા તો ઉઠી માણજો—જય અંબે અંબે !
સાથે ત્રૂઠયા તો ત્રૂઠી જાણજો—જય અંબે અંબે !
સાથે રૂઠયા તો રૂઠી માણજો—જય અંબે અંબે !
સાથે ખાધું તો ખાઈ જાણજો—જય અંબે અંબે !
સાથે પીધું તો પીને માણજો—જય અંબે અંબે !
સાથે વસીઆ તો વસી જાણજો—જય અંબે અંબે !
સાથે હસીઆ તો હસી માણજો—જય અંબે અંબે !
ધંધા કરીઆ તો કરી જાણજો—જય અંબે અંબે !
અંધા બનીને ગંધ ન માણજો—જય અંબે અંબે !
જૂઠી કાયાને જૂઠું અંગ રે—જય અંબે અંબે !
જૂઠી છાંયાને જુઠો સંગ રે—જય અંબે અંબે !

જૂઠી વૈરી ને જુઠા બાળ રે—જય અંબે અંબે !
જૂઠા સંબંધ ને જૂઠું વ્હાલ રે—જય અંબે અંબે !
જૂઠી આ જગની જંજાળ રે—જય અંબે અંબે !
જૂઠી જગ આળ પંપાળ રે—જય અંબે અંબે !
દુનિયા છે જાદુ માયા ખેલ રે—જય અંબે અંબે !
જૂઠા છે માનવી મનના મેલ રે—જય અંબે અંબે !
જૂઠી સંસારીઆની પ્રિત રે—જય અંબે અંબે !
જૂઠી વ્યવહારની સૌ રીત રે—જય અંબે અંબે !
સાચું નારાયણીનું નામ રે—જય અંબે અંબે !
શક્તિરૂપે કરતી કામ રે—જય અંબે અંબે !
શક્તિ હરતી દુખ તમામ રે—જય અંબે અંબે !
શક્તિ જતા સૌ રામરામ રે—જય અંબે અંબે !
બોલ્યું ચાલ્યું કરજો માફ રે—જય અંબે અંબે !
કુડીથી દીલડું કરજો સાફ રે—જય અંબે અંબે !
મૂકી પ્રપંચ બોલો નામ રે—જય અંબે અંબે !
વસા મિત્રને રામરામ રે—જય અંબે અંબે !
દુનિયાને છેલ્લી સલામ રે—જય અંબે અંબે !
રણછોડા જાયે નિજ ધામ રે—જય અંબે અંબે !

## જય અંબે ! !

(મારા મુંઝારાના સખત મંદવાડના પ્રસંગે બનાવ્યું.)

સમાપ્ત.

શ્રી ચૈત્રી અને આષાઢી પુનમના પ્રસંગે
**શ્રી બહુચરી અને શ્રીજગ્ત અંબા ભગવતીની**

— ઝાંખી કરાવનાર —

**શ્રીમાન સ્નેહી પરમપ્રિય મિત્રશ્રી**
**પોપટલાલ ભોગીલાલ વસાની**

તમામ મનકામના શ્રી ભગવતી પરિપૂર્ણ કરો.

॥ દોહરો ॥

ધર્મ નીતિ ભક્તિ ભરો, હરો તિમિર અજ્ઞાન;
વાસ કરો મા હૃદયમાં, આપો અંતર જ્ઞાન.



**શ્રી રસ્તુ ! કલ્યાણમસ્તુ ! શુભં ભવતુ !!**
**શ્રી બહુચરી વસાનું કલ્યાણ કરો !!**

એજ આ

દિન વિપ્ર કવિનો આશીર્વાદ ! !

લી.

સ્નેહાધીન,

રણછોડ મહાસુખરામ કવિ.

